ત્રણ વર્ણ રાખ્યાં શ્વેતવસ્ત્ર પહેરી, નહિં કંકુ કાજળ નહીં નાડું નહેરી,
હવિષ્યાન્ન પરાધીન અન્ન પાગી, તોહે તેણીએ ન તજ્યો નિર્ગુણ સ્વામી.
તપ નીમ રાખી નિજ દેહ બાળ્યો, ગૃહસ્થ રાજની નારે સંન્યાસ પાળ્યો.
કહો બાહુકરાય એ ધર્મ કેવો, ધરે નાથને એવો શું છેહ દેવો?
સર્વ પાપમાં શ્રેષ્ઠ વિશ્વાસઘાત, તેને પૂછશે કહો કાંઈ વિશ્વનાથ.
બાહુક એહ પ્રશ્નનો ઉત્તર દીજે, એવા કપટી પુરૂષને શુંય કીજે.
સુણી મર્મવાણી નળનાથ રીઝયો, જોવા પ્રીત વિશેષ મહારાજ ખીજ્યો.
સુણો પ્રશ્નના ઉત્તર ભીમકબાળા, તે પુરૂષને પ્રભવી ગ્રેહજવાળા.
સગા મિત્રની પ્રીત તે સાથે ફોડી, ગયો પુરૂષ તીર્થે નારી સાથ તેડી,
વન સાત અપવાસ ભમતાંરે કીધા, મચ્છ રાખવા નારને ત્રણ દીધાં.
કીધો શ્રમ બીજે મચ્છ નવ લીધાં, પેલી પાપણી નારે તે મચ્છ ખાધાં.
કહો ભીમકબાળા થઈ વાત એવી, પૂછે બાહુક પ્રશ્ન તે નાર કેવી.
જોતાં છે અપરાધ એ નોય નાહાનો, તેને મૂકતાં નાથનો વાંક શાનો.
ગ્રહી અજગરે સુંદરી આંસુ ઢાળે, તેમ કંથ ડસ્યો હશે સર્પ કાળે.
થયો શાકિની નામ અપવાદ એવો, કહ્યો હશે ભરથારને ભૂત જેવો.
જેમ સ્ત્રીએ કીધી પરઘેર વેઠ, તેમ તેણે ભરિયું પરઘેર પેટ.
કોણ કોનાં દુઃખને કહીને રોશે, બુદ્ધિવાન પ્રાણી કર્મ સામું જોશે.
ધોળો સાળુ પહેરી સ્ત્રીએ પિંડ પીડયો, કાળું કામળું ઓઢીને કંથ હીંડયો.
એ પ્રશ્ન ઉત્તર કહ્યા મેં વિચારી, વળી પૂછવું હોય તો પૂછ નારી.
કહી મર્મની વાત નિજનાથ જાણ્યો, ભાંગ્યો ભેદ મનમાહે ઉત્સાહ આણ્યો.
એવી ગતવાણી બીજો કોણ ભાખે, એવું કોણ બોલે નળનાથ પાખે.
થયું ભેટવા મંન મરજાદ નાઠી, અંતરપટનું વસ્ત્ર ગયું રે ફાટી.
ગજગામની ભામની પ્રેમમાતી, આવી નાથ પાસે ગુણગ્રામ ગાતી.
કરી પ્રદક્ષણા પછે પાય લાગી, બોલો નૈષધનાથ કહ્યું માન માગી.
અપરાધ પ્રાણીતણા કોટિ હોયે, પરિબ્રહ્મ તો કરૂણામીટ જોયે.
વન માહે મૂકી અપરાધ પાખી, છે મચ્છના આહારના વિષ્ણુ સાખી.
તમચર્ણવિષે મમ મંન રાતું, તમપાખે પેટમાં હું રેણુ ઘાતું
નથી રૂપનું કાજરે ભૂપ મારા, થઈ કિંકરી અનુસરૂં ચર્ણ તારાં.
સુણી વિનતિ નારની દીન વાણી, ઊઠયો બાહુક અંતરે પ્રીત આણી.
કરકોટક નાગનો મંત્ર ભાખી, જીરણ કામળું દૂર કીધુંરે નાંખી.
ત્રણ નાગનાં વસ્ત્ર પરિધાન કીધાં, હરખી સુંદરી કારજ સર્વ સીધાં.

જવ મૂળગું રૂપ મહારાજ ધરિયું, અસુરધામનું તિમિર તે સઘ હરિયું.
જેમ તરૂવર પૂંઠે વિટલાય વેલી, તેમ કંથને વળગી રહી ગુણુઘેલી.

( ઉથલો. )

હરખે ઘેલી સુંદરી, બેટી ભીડી બાથરે;
જેજેકાર ઘરમાં થયો, દેખી નૈષધ નાથરે.

નળાખ્યાન.

---

# શામળભટ.

## પરચુરણ છપ્પા.

### ૭૧

### વિદ્યા વિશે.

મૂકાવે વિદ્યા માન, પૂર્ણ જશ વિદ્યા પામે;
વિદ્યા શોભે વાન, નૃપતિ વિદ્યાને નામે;
વિદ્યામાંહિ વિવેક, વિમળ વિદ્યાથી વાણી;
વિદ્યાને વશ વિશ્વ, જગતમાં મોહની જાણી;
સદ્‌વિદ્યા રત્ન વિશાળ છે, વિદ્યાથી વડું નહિ કશું;
સદ્‌વિદ્યા આગળ ધન કશું; વિદ્યાહીન જન તે પશુ;
પંડિત આગળ મૂઢ, હંસ આગળ જયમ બગ્ગા;
પંડિત આગળ મૂઢ, કોકિલા આગળ કગ્ગા;
પંડિત આગળ મૂઢ, રાય આગળ જયમ રાંકાં;
પંડિત આગળ મૂઢ, સિંધુ આગળ જયમ ટાંકાં;
છે પંડિતમાં પ્રાક્રમ ઘણાં, પંડિત સઉ શિર મોર છે;
શામળ કહે પંડિત આગળે, મૂઢ તો ચાકર ચોર છે.
મૂરખને નહિ માન, મુર્ખ ઝાઝામાં ઝુરે;
દે ન મુર્ખને દાન, મુર્ખમાં અક્કલ અધુરે;
મૂરખ હલકો હોય, બહુ ગુણવંતો બોલે;
મુર્ખ ન લેખામાંહી, નહીં પંડિતને તોલે;

જેમ હંસ મધ્ય બગલાં પડયાં, કારણ શું જાણે કશું;
શામળ કહે સાચું કહું, વિદ્યાવણ નર તે પશુ.
પંડિત જાય વિદેશ, તોય જશથી જાણીતો;
પંડિત પાકમ પૂર, મહીપતિનો માનીતો;
પંડિતને પરણામ, કરે જન સૌ કર જોડે;
પંડિતને સનમાન, માન અનમીનાં મોડે;
જે અગમનિગમ છે ગુણ ઘણા, લક્ષકોટિધા તે લહે;
છે વિદ્યા મોટી વિશ્વમાં, શામળભટ સાચું કહે.

૭૨

## વચન [illegible]વા વિશે.

વચન કાજ હ[illegible] નીચે ઘર પરઠયું પાણી,
વચન એકને [illegible]ગ, ગ[illegible] કુબ્જાને આણી;
વચન એકને [illegible], હરે હળાહળ પીધો;
વચન એ[illegible] માંગ[illegible]જ, દેવવર દૈત્યે લીધો;
શુભ ધર્મ કર્મ [illegible] સૌ, વચન જતાં તે વહી ગયું;
કવિ શામળભટ સાચું કહે, વચન ગયું તો શું રહ્યું.
વચન ન પા[illegible] જેણ, તેહ સુકૃત વ્રત હાર્યો;
વચન ન [illegible]ળ્યું જેણ, કમોતે તેને માર્યો;
વ[illegible]ન પાળ્યું જેણ, તેહ નર દૈવે દંડયો,
[illegible]ન પાળ્યું જેણ, તેહશિર અગ્નિ મંડયો;
જો[illegible]ન વ્યર્થ જેતું થયું તો દૈવત તેનું ગયું;
ક[illegible]ામળભટ સાચું કહે, વચન ગયું તો શું રહ્યું.

૭૩

## સાચી સમજ.

જટા ધરે વડવૃક્ષ, પતંગ નિજ બાળે કાયા,
જળચર જળમાં નાય, ધ્યાન ધરવા બગ ધાયા;
ગાડર મુંડાવે શીશ, અજા મુખ દાઢું રાખે;
ગર્ધવ લોટે છાર, શુક મુખ રામજ ભાખે;
વળી મોર તજેછે માનુની, શ્વાન સકળનું ખાય[illegible],
કવિ શામળ કહે સાચાવિના, કોણ સ્વર્ગમાં જાયછે;

ઉંચું ભાળે ઉંટ, વાગોળ નીચું ન્યાળે;
તરૂવર સહેછે તાપ, પહાડ આસન દ્રઢ વાળે;
ઘર કરી ન રહે નાગ, ઉંદરો રહે છુપીને;
નોળીકર્મ ગજરાજ, ભક્ષ ફળપત્ર કપિને;
ઇશ્વર અનુભવવિણ નવ મળે, સહેજ ભાવના ભંગ છે;
શામળ મનસા સિદ્ધ, તેને કથરોટમાં ગંગ છે.

૭૪

## વિનય.

વિનય ભાગે દુ[illegible] સુ[illegible] વિનયથી પામે,
વિનય કરતાં ધન જ[illegible] [illegible] વેરી કો ધામે:
વિનય વશ સૌ લોક, [illegible] નૃળો જાયે,
વિનય ટાળે અજ્ઞાન, વા[illegible] રીતું થાયે;
વિનય મોટો છે વિશ્વમાં, વિનય [illegible] મારગ ઘસે;
શામળ કહે છે વિનયમાં, સુખ સત્નુધા વાસો વસે.

૭૫

## કુસંગતિ.

કરે નીચનો સંગ, નીચની બુદ્ધિ આ[illegible] જાણુ,
કરે નીચનો સંગ, સકળ સદ્ગુણો ગુમા[illegible] કશું;
કરે નીચનો સંગ, નીચની ભાષા ભાખે, પશુ;
કરે નીચનો સંગ, નીચની રીતજ રાખે;
વળી નીચ કામ નીચાં કરે, નીચ કહેવાય ઉંચ
શામળ કહે સંગ નીચની, કોય ન કરશો કોય દ
મળે ઉંચને ઉંચ, મળે ભંગીને ભંગી.
મળે નીચને નીચ, મળે રંગીને રંગી.
મળે ભગતને ભગત, મળે પાપીને પાપી.
મળે જ્ઞાનીને જ્ઞાની, મળે જાપકને જાપી.
વળી વ્યસનીને વ્યસની મળે, મળતે મળતા ગુણ મળે;
જેમ લવણ ભળેછે તક્રમાં, શામળ પય સાકર મળે.

૭૬

## ક્રોધ.

જ્યારે વ્યાપે ક્રોધ, અમૃત વિખ કરી જાણે,
જ્યારે વ્યાપે ક્રોધ, બોધ કોઈનો નવ માને;
જ્યારે વ્યાપે ક્રોધ, સુખ ફેડી દુઃખ આણે,
જ્યારે વ્યાપે ક્રોધ, સગાંને શત્રુ જાણે;
ક્રોધ કોઈ કરશો નહીં, ભેટ ચોળે બહુ શુળ છે;
શામળ કહે શાણા સમજજો, ક્રોધ પાપનું મૂળ છે.

૭૭

## લોભ.

ગળે અરાડે અંગ, ગળે નાસા ને નેણાં;
પળે મુંડ ને તુંડ, વદાએ વિપરીત વેણાં;
અસ્થિ રૂધિર ને માંસ, સુકાય ચલાય ન ચરણે;
ધાતુ સરવનો ધ્વંસ, કશું સંભળાય ન કરણે;
ઇંદ્રિયો બધી ટળવળે, આહાર નિદ્રા પણ ઘટે;
શામળ કહે તૃષ્ણા શતગુણી, મનમાં વધે નહીં મટે.

૭૮

## મોત.

પેસે અરણ્યવનીર, તીર ગંગાને બેસે;
ચડે જો પર્વત મેર, કદી પાતાળે પેસે;
પર્વત માંહિ પ્રવેશ, કરે આપે એકાંતે;
ઓષધ અમૃતહાર, ભમે ભૂલ્યા ભ્રાંતે;
કિંકર રાખે કંઈ કોટિધા, સંચ પ્રપંચ ઘણા કરે;
શામળ કહે છે સૌ સાંભળો, મોત આવ્યે નિશ્ચે મરે.
નાઠે ન મૂકે ભૂખ, દુઃખ નાઠે નવ જાય;
નાઠે ન મૂકે ભોગ, રોગ નાઠે પણ થાય;
નાઠે ન મૂકે તાવ, પાપ નાઠે નવ છૂટે;
નાઠે ન રહે લાજ, ચોર કે હાકમ લૂટે;

કદી નાઠે મોત મૂકે નહીં, પ્રસંગ્યો ત્યાંથી પાસ છે;
કવિ શામળભટ સાચું કહે, નામ સર્વનો નાશ છે.
જે જાયું તે જાય, જેહ ફૂલ્યું તે ખરશે;
ભર્યું તેહ ઠલવાય, ચડયું તે તો ઉતરશે;
લીલું તે સુકાય, નવું તે જુનું થાશે;
આવર્દાવશ સર્વ, કાળ સૌ કોને ખાશે;
જે કિન્નર જક્ષ ને રાક્ષસો, દેવ ગાંધર્વ ને દાનવી;
મઘવાદિક પણ મોતે મરે, કોણુમાત્રમાં માનવી.
ગયા ઇંદ્ર કંઈ ક્રોડ, ગયા બ્રહ્મા કંઈ ભૂલ્યા;
ગયા કરોડો કામ, અડગ શૂરા પણ ડૂલ્યા;
ગયા દેવ દિગપાળ, ગયા માંધાતા મહીપત;
ગયા દિલીપ હરિશ્ચંદ્ર, ગયા છાકેલ છત્રપત;
વળી ગયા જનક ને જાદવો, જે વળી લાવ્યા જાહ્નવી,
થિરથાવર કોઈ રહ્યા નહીં, કોણુમાત્રમાં માનવી.
કોઈ આજ કોઈ કાલ, કોઈ માસે ખટમાસે;
કોઈ વર્ષ દસબાર, કોઈ પચ્ચીસ પચાસે;
કોઈ સાઠ સિત્તેર, કોઈ પોણોસો એંસી;
જે જાયું તે જાય, નથી રહેવાનું બેસી;
જે નામ તેનો નાશ છે, ધર્મજ એવો ધારવો;
કવિ શામળ કહે મૂરખ કરે, ગંદી દેહનો ગારવો.

---

૭૯

# વૈતાળપચ્ચીશી.

## વાર્તા ૨૭.

દોહરા.

બ્રાહ્મણ એક ભરતખંડમાં, ભિક્ષુક નર ને નાર;
પૂરવ પુન્ય પ્રતાપથી, પુત્રજ પ્રગટ્યા ચાર.

પુત્ર પ્રત્યે માતા કહે, ભણ્યા નહિ ભૂસુર;
કન્યા કો દેશે નહિ, ખોશો નાતમાં નૂર.
ચેત્યા ચારે ચતુર નર, વિદ્યાકામ વિદેશ;
ભણવા કારણ બ્રાહ્મણે, પંથ કર્યો પ્રવેશ.
ઈશ્વિર દહેરૂં અરણ્યવે, પૂજા તેની કીધ;
ચારે ચાલ્યા ચોદશા, શોભા કામે સિદ્ધ.
એક પૂરવ એક ઉત્તરે, દક્ષણ પશ્ચિમ પાર;
વાયદો કીધો વરસનો, તે દહેરે તે ઠાર.
કરમ અનુસારે કારમી, વિદ્યા ભણીઆ વાણ;
મળ્યા એકઠા મલપતા, જુગત પોતાની જાણ.
બેઠ્યા સૌ ભોજન કર્યાં, રહ્યાં શિવ દે'રે રાત;
અરસપરસ એક વરસની, વિગતે કીધી વાત.
જેજે જે વિદ્યા ભણ્યા, તે કરો જાહેરી કામ;
પિતા આપણને પૂછશે, ઠરાવ કરો આ ઠામ.
એક કહે હું તો ભણ્યો, વિદ્યા વારૂ સમસ્ત;
કલેવર કોઈ ઉભાં કરૂં, જો જડે એક અસ્ત.
બીજો કહે બુદ્ધિ થકી, ત્વચા માંસનું તોલ;
ત્રીજો કહે સજીવન કરૂં, બહુ ગુણ બોલ્યો બોલ.
ચોથો કહે હું તેહને, તર્ત પમાડું મર્ત;
ચારે જણાએ કહ્યો, વિદ્યા કેરો વરત.
પ્રીતે જોઈએ પારખું, સાચું જૂઠું જાણ;
સિદ્ધ મંત્ર સાધી જુઓ, પંચે કર્યું પ્રમાણ.
આણ્યો અસ્તનો કરકડો, કર્યું કલેવર એક;
રૂધિર માંસ ત્વચા કરી, બીજે બુદ્ધવિવેક.
ત્રીજે તોલ મંત્રે કરી, કર્યો સજીવન લાગ;
•નવ ગજ નવ હાથનો, થયો વળગણ વેગે વાઘ.
મૂછ પૂછે મહા મરડીઓ, શાર્દુલ સવાયો શેર;
આળસ મરડી ઊઠીઓ, લીધા ચારે ઘેર.
ચોથો વીર તેણે હણ્યો, મંત્ર ભણીને મેલ;
નીરખીને હરખ્યા સહુ, ખરો દેખાડ્યો ખેલ.

એ તો ખોટું આચર્યું, બીજાએ કરી બુદ્ધ:
ખોલી લાવ્યો ટુકડો, અસ્ત તણો એક શુદ્ધ.
કલેવર તેનું કર્યું, બીજે ત્વચા માંસ;
ત્રીજે સજીવન કર્યું, પદ્મિણિ રૂપ સાચ.
દીસંતી દેવાંગના, અંગના તે નવનિધ;
ઇંદ્રાણી હોય અવનવી, રામા રંભ રીધ.
રંભાદે કે રોહણી, ઉર્વશી કે આપ;
મણી રૂપ કો માનની, પૂરણ હરિપ્રતાપ.
હંસાગમની મોહિની, ચંદ્રવદનીનાં ચેન;
પદ્મણી રૂપે પ્રેમદા. અદ્ભુત રૂપે એન.
મોર કળા મૃગલોચની, મારે રૂપરૂપબાણ;
સિંહલંક અધરબિંદુ, ભામની ઉગ્યો ભાણ.
ચોથે વિદ્યા ચિંતવિ, તરુણી ઉપર તરત;
વનિતા તે વિદ્યા થકી, તુરત પામી મરત.
મોહ લાગ્યો જણ ચારને, જોઈ રામાનો રંગ;
થયા અતિશે આકળા, ધારણ ન રહ્યું ઢંગ.
સ્ત્રી માટે ચારે જણે, શિવને સોંપ્યાં શીશ;
કમળપૂજા કોડે કરી, ઢાંકી દીધા ઇશિ.
એટલે તુરતજ આવીઆં, પારવતી પૂજા કાજ;
વિપરીત દેખી વિસ્મે થયા, આતે શું મહારાજ.
ગોઝારા ગુણના નિધિ, જોવું ન ઘટે મુખ;
ઉત્પાત દેખી ઉમીઆજીને, દારૂણ લાગ્યું દુ:ખ.
કરે રૂદન ને હૈડું હણે, કરવા માંડયો ક્રોધ;
શ્રાપ દેશું શિવજી તને, જ્યારે કરશું શોધ.
આપું હત્યા માહરી, એવી દીધી આંચ.
પ્રભુની પુજા કેમ કરૂં, પ્રૌઢી હત્યા પાંચ.
કળકળતી દીઠી કામની, હસીઆ ભોળાનાથ;
વિમાન થકી ઉમીઆ તણો, હેતે ઝાલ્યો હાથ.
કહો તે હું કરૂં કામની, છાંડો હઠથી રીસ;
સમ ખાઈ સંતોખીઆ, ઉમીઆજેને ઇશિ.

જગદીશ જીવાડો જુગતથી, પડયાં મનુષ જે પાંચ;
તો તમ પાસે હું રહું, શિવસું બોલ્યાં સાચ.
એકવીશ ક્રોડ બ્રહ્માંડ તું, રચે પલકમાં એક;
એ પાંચે ઉઠાડતાં, વાર મ કરો વિવેક.
ઇશે અંબર ઓરાડીઉં, નિર્મળ સિંચ્યું નીર;
અમૃતકૂપ છંટાવીઓ, શુદ્ધ થયાં શરીર.
સજીવન સહુકો થયા, ચાર માજાયા ભ્રાત;
સ્વપ્નાવત ઉઠયા સહુ, જશ પામ્યા નિજ જાત.
પ્રેમદા દીઠી પદ્મની ઓપિત ઉજ્વળ અંગ;
ચારની કેડે પાંચમી, શોભિત સુંદર અંગ.
ઘેર આવ્યા તે ગુણનિધિ, નમ્યા માતને ચરણ;
વીતકવાત એક વરસની, કરતુત સંભળાવ્યું કરણ.
શબ કહે રાય સાંભળો, એ કન્યા તો એક;
પુરૂષ ચારમાં કોણ પરણશે, પુરપત એ વિવેક.
જાણો ને જો કહો નહિ, બ્રહ્મહત્યાદિક પાપ;
પવિત્ર જાણી પૂછીએ, એ અચંબો આપ.
વેદ વચન વિક્રમ કહે, જેણે હણીઓ વાઘ;
બીજા રહ્યા જોઈ બાપડા, લેશ બન્યો નહિ લાગ.
વાઘ હણુત જણ ચારને, પાપે ખોવત પ્રાણ;
માર્યો તેની માનુની, સાંભળ શબ સુજાણ.

બ્રુ૦ કા૦

---

૮૦

# અંગદવિષ્ટિ.

## (સંક્ષિપ્ત).

### સોરઠો.

રામ-સુત અંગદ કહે રામ, કહો વચન જો તુમ ઘટે;
આપનો એહી કામ, બિષ્ટિ કરને આતસું.

### ઝૂલણા છંદ.

અં-કથન અંગદ કહે શીશ નામી, પ્રભુ કોડ મુજને અતિ હોડ હાસું;
આગન્યા હોય તો જાઉં એ ગામમાં, નામ પ્રતાપથી નહિજ નાસું;
શીશ દશ છેદીને વીશ ભુજ ભેદીને, દુર્ગ પાડી કરું ક્ષેત્ર ખાસું;
રાવણો રંક રજ ચરણપ્રતાપથી, લંક ઉદવસ્ત કરી હરણ વાસું!

### દુહા.

રામ-ડાંપણ છે દશ કોટિધા, અંગદ તુજમાં એન;
એ વિધિ વિષ્ટિ કરો, ચિત્ત ચતુરાઈ ચેન.

### ઝૂલણા છંદ.

અં-વિષ્ટિ કામ કરવું તે શાને, કરગરી બોલ શા માટે કહીએ;
નગર ઝઘર કરવું નિરવંશી, શત્રુવચન શા માટે સહીએ;
સુત પરિવાર સંહારું એના, હવે રાજ બેસી કયમ રહીએ;
લક્ષવસા સીતા અહીં લાવું, જરૂરપણે અયોધ્યા જઈએ.
રામ-અદકા બોલ કહોછો અંગદ, શૂરપણું જાણે છે સૃષ્ટિ;
મારું મન તેથી નવ માને, રાદથકી નવ થઈએ રષ્ટિ;
શિવસેવકને માર્યા ઉપર, નથી ચાલતી મારી દૃષ્ટિ;
મુજને સુખ ઉપજાવો અંગદ, વિવેકવાત કરો ત્યાં વિષ્ટિ.

### દુહા.

ચાલ્યો અંગદ ચોંપથી, મુખ જપતો શ્રી રામ;
પોતે આવ્યો પાંસરો જ્યાં રાવણનું ધામ.
રિદ્ધ ઉપમા રાવણતણી; કેમ કહે કવિરાજ;
મહિપત મહેલ મઘવા સમા, લંક દેશકે લાજ.
પ્રતિહાર બેઠો પોળપર, બોલ્યો મુખથી વાણ;
કહાં જાયરે વાંદરા, મૂરખ મહા અજાણ,

### છપ્પો.

પ્રતિ-પેસી ન શકે પવન, ભવન ઉભો રહે ઇંદર;
સુર સહુ સેવા કાજ, ચાકરીમાં રહે ચંદર;
સ્વર્ગ મૃત્યુ પાતાળ, આણ અવનિમાં જેની;
ઈશ સરીખા શીશ, રહે આજ્ઞામાં એની;

પણ પોળે કયમ પરવરે, હજુ લગણુ ધીરજ ધરૂં;
જા રે જ્યાંથી આવ્યો તિહાં, નહિતર કોટી કટકા કરૂં.

દુહો.

અણુસમજ્યો આગું ચલે, દેખત ધોળે દીશ;
મારૂં મુદગર જોરથી, તોડીશ તારૂં શીશ.

ઝૂલણા છંદ.

અ–કહે અંગદ પ્રતિહાર સુણ પુરતણા, રાત દહાડો બેઠો દેહ દાખે;
ઓળખે નહિ અલ્યા મૂઢ મૂરખ મને, ભાર ખોવા ભલો ભૂર ભાખે;
હાથ દીઠા નથી હોંસશું માહરા, ચોરટા દેહનો સ્વાદ ચાખે;
સત્ય કહેરે અલ્યા કેમ બેઠો અહીં, કોતણું ઝુંપડાં રીઝી રાખે;

દુહા.

પ્ર–એ મંદિર રાવણતણાં, હીરા કનક જડાવ;
તું જાવા સમરથ નહીં, બહાર રહી તું કહાવ.
અં–પ્રતિહાર કહે પોકારીને, કેવી તારી લંક;
રાવણની સમૃદ્ધિ કહે, રાવણ રાય કે રંક.

ઝૂલણા છંદ.

પ્ર–લંક શોભા તે લંગૂર તું શું લહે, ચિંતામણિ ચંદ્ર ચોપાસ ચળકે;
ઇંદ્રજીત ઉપમા પૂછ તું ઇંદ્રને, શૂરપણું સાંભળી શેષ સળકે;
દશકંધ ડરથી દિગ્પાળ ડોલે દશે, ક્રોડ પચ્ચાસ પ્રતિ પ્રાણ પલકે;
પોળીઓ કહે પશુ પેર પ્રીછે નહીં કુંભકર્ણ દેખી તુજ કુંભ દલકે.
અં–કપિવર કોપીઓ લાજ લખ લોપીઓ, ઓપીઓ આપથી ક્રોધ કુંડી;
રણજંગ રોપીઓ ચોદિશ ચોંપીઓ, ભમર ચઢાવિયાં દષ્ટિ ભુંડી;
સહેલસું. ખેલશું રેલશું નગરમાં, દેશ બાધામાં તે દાખું દુંડી;
તારે મન અલ્યા લંકપતિ છત્રપતિ, મારે મન લંકપતિ એક લુંડી.

દુહા.

છત્રપતિ તો એક છે, રિદ્ધિપતિ રઘુનાથ;
એમ કહી પ્રતિહારનો, હોડે સહાયો હાથ.
પ્ર–વણ આજ્ઞાએ વાંદરા, પાવ ધરે પુરમાંય;
કાયા ક્રોડ કટકા કરૂં, રહે રહે ઉભો ત્યાંય.

અં-અંગદ હસીને બોલીઓ, રાવણ છે બહુ દૂર;
જાવાને અટકાવ કયમ, દશકંધ હજૂર.

છપ્પા.

પોકારી પ્રતિહાર, ધીર ઉપર તે ધાયો;
દીધી ગાળ દશ વીશ, પૂછ શત્રુનો સહાયો;
અંગદપર એક પ્રહાર, કોપ કરીને કીધો;
કયમ લોપે મુજ લાજ, દાવ દ્વેષીએ દીધો;
પછી અંગદ ખીજ્યો અંગમાં, ધાટ પ્રથમ એનો ધડ્યું;
સામળ કહે સેવક રામનો, નરપતિને વળતો નડ્યું.
ધાયો અંગદ ધીર, નીર ઉતાર્યાં નરનાં;
દેવટ કીધો દરબાર, વખાણ શાં કહું વાનરનાં;
પુરમાં પડ્યો પુકાર, છેકે હિમ્મત છુટાણી:
વાયે ચાલી વાત લંક બાધી લુટાણી;
પ્રતિહારને મારી પરવર્યો, ધાટ ઘણા જણનો ધડ્યો;
પછી રાવ થઈ ત્યાં રાવલે, રાવણ પણ રોષે ચઢ્યો.

દુહા.

વાત ગઈ બહુ વેગથી, રાવણ રાય હજુર:
પ્રતિહાર પાંત્રીશ મારિને, આવ્યો વાંદર શૂર.
અધિપતે મન વિચારિયું, આવ્યો એ હનુમાન;
કનકપુરી ઘડી એકમાં, બાળી કીધું નામ.
મનમાંહે વિચારીને, કીધી વિપરીત વાત;
ઉછળ્યો સિંહાસનથકી, ઘડવા તેનો ઘાટ.
સભા મધ્ય બંધન કરી, કોટ રચ્યો તે દીશ;
નીચો થઈને આવશે, નમાવશે પછી શીશ,
અંગદ જ્યાં આગળ ગયો, ખિડકી જોઈ દષ્ટ;
રામઅરિને શું નમું ? મનમાં પામ્યો કષ્ટ.
ક્રોધ કરીને કુદીઓ, કરી જોર અપાર;
કોટ ઓલંગી હુલકીઓ, ગયો સભાને દ્વાર.
આભઅવનિ એકત્ર કરી, કીધો ઉલકાપાત;
અંગદ ઉતર્યો આકાશથી, ગર્જ્યો કડકડાટ.

દિગ્મૂઢ થયા સઉ દેખતાં, દીઠો કૃતાંત કાલ;
પર્વત સરખો પ્રચંડનર ફરીને કીધી ફાલ.

### ઝૂલણા છંદ.

ક્રોધે દંત કરડીઓ મુખ મૂછ મરડીઓ, આપ અધિકાર અધિપત બેઠો;
દીસે બહુ હાથીઆ, શોભીતા સાથીઆ, બાથીઆ બીડ રીસાળ રેઠો;
શૂર મહાપૂર એ ક્રૂર કોપે ભર્યો નૂર નરપતિ બળવંત બેઠો;
શુભ સભા સાથમાં પાંત્રીશ હાથમાં, પોકાર બહુ કરતો પ્લવંગ પેઠો.

### દુહા.

દશકંધને દુઃખ મનાવવા, અધિપત ઓળખવા એન;
દૃષ્ટિ મારી અંગદો ત્યહાં, વધો વિપરીત વેણ.
અં-જનની કુણ રાવણતણી, બહુ ઉપજ્યા બાળ;
જાત શ્વાન કે શુકરી, ભુંડણ કે શિયાળ.

### ઝૂલણા છંદ.

પોકાર કરતાં ઘડી પાંચ પૂરણ થઈ, બોલતા શે નથી કર્મફૂટયા;
રીસ ચઢશે મુને શીશ તમ તોડશું, કૃતાંત કોપતાં કાળખૂટ્યા;
ચોર માટે બીહોછો સહુ ચિત્તમાં, તોલ અહંકારના ટેક ટૂટયા;
અંગદ કહે ઉત્તર શે નથી આપતા, સર્વની આંખ કે કાન ફૂટયા?
દેહ દાઝયો દશાનન ઘણું દિલ વિષે, એક આપે થયો તેહ તાથે;
ઉછળ્યો એક કર આપ આસન થકી, મુખ મૂછ મરડી હિતહોડ હાથે;
રા-કોણ તુજ નામ ને ગામ ને ઠામ કહે, કામ કશું છે પશુ ભૂપ સાથે;
કો તણો મોકલ્યો ત્યાં લગી આવીઓ, આભ બાધો ભરે બાંય બાથે?
અં-વાળીનો પુત્ર ધરસૂત્ર શુભ પર્વતે, નામ અંગદ મારૂં હરખ હેવા;
શરણ રહુંછું રઘુનાથના ચરણની, દેવનો દેવ અધિદેવદેવા;
ધુમ્રપાને કરી ધ્યાન જોગી ધરે, ઇંદ્ર બ્રહ્મા કરે ઈશ સેવા;
તે તણી નારને તસ્કરી લાવીઓ, લંક લગી આવીઓ શુદ્ધ લેવા.
રાવણ-વખાણ કરે અલ્યા વાનરા રામનુ, કેટલું સાંભળ્યું જૂઠ જેવું;
શીશ સાટે કરી લંક લગી આવીઓ, લોળિયું લાભનું શું જ લેવું;
દેહ માનવતણી એહમાં બળ કશું, સિદ્ધ શ્રી જાણી ! શીદ સેવું;
જાણતો હોય તો કહે અલ્યા વાનરા, જોર કર તુંને પ્રાક્રમ કહેવું.

## છપ્પો.

અં-હણ્યો જેણે હિરણ્યાક્ષ સાર પ્રહલાદાં દીધી;
ફરશીધર ફરશુરામે, નેક નક્ષત્રી કીધી;
બલિ ચાંપ્યો પાતાળ, સહજમાં અહલ્યા તારી;
દુષ્ટનો ફેડયો ઠામ, વાળિને નાખ્યો મારી;
પાષાણ તાર્યા પયોનિધિ, સેતુપાજ બાંધ્યો હવે;
મમત મૂઢ મૂરખ કરે, એ નર ઓળખશો અબે.

## કવિત.

અંગદ-સુનો યું લંકાધીશ, દસહી ધરાગો શીશ;
કશિકે પ્રતાપ આપ, બેઠે હો જુ પાંચમે;
રામજીકું સીત દીજે, રાજ બેઠે લંક કીજે;
ખીજે નહીં કોઇ સિદ્ધ, પામોગે સાંચમે;
ન તો ગઢ લંક લૂંટયો, જનો આપ કાલ ખૂટયો;
રૂકયો જપ રામ નામ, કાલ લિયો ચાંચમે;
શામલકી યેહિ બાત, અંગદ જ્યું કહે સાચ;
મન રાચ નાચ કરે, થયે આઇએ આંચમે.

## ઝૂલણા છંદ.

રા-કાપડી વેષ લઈ વન વિષે જે ફરે, શીશ જટા ધરે સંગ સારો;
સીતની શુદ્ધ નવ માસ નિરખી નહીં, આજ સાગરતણો દીઠ આરો;
લાવીઓ રીંછ લંગૂર લખ કોટિધા, માનવી મૂળ મુખવાસ મારો;
લંકપતિ છત્રપતિ રાય રાવણ સહ, રાઢમાં જીતશે રામ તારો;
અં-એક કિંકર અહીં આવશે રામનો, તે નહીં તાહરો બોલ સાંખે;
તાત મારાતણી કીર્તિના કવિ તમો, હું ખમું બોલ જે ભુંડ ભાંખે;
અન્ય જણને ઓશિઆળ શી તાહરી, જો ઘડી એકમાં જોર ઝાંખે;
લંક પરલંક એ અંક એકે ભરી, નિમિષમાં નિધિતણું નીર નાંખે।
રા-કહે દશાનન સુણો વાળિના દીકરા, પ્રીત સંભાર તું વૈર પૂઠી;
રામ ઉપર તને હેત કયમ ઉપજે, તાતને મારીઓ કાળકૂટી;
પિંડ પાળે, તારું વેર વાળે નહીં, પેટની વેઠમાં વાટ ઉઠી;
કર અહીં ચાકરી બાંધ ત્યાં બાકરી, રામસું રાઢ કર આવ રૂડી.

અં-બુદ્ધિબળહીણુ તું ક્ષીણઆયુષ થયો. રાવણ મૂઢ મુખ શું જ બાંખુ;
રાજમહારાજ અધિરાજજી કેરડાં, દર્શનો નિત હું દિવ્ય દાખું;
સહુ અમૃત રત્નખાણ પૂર પ્રેમની, તે તજી નીરવત ઝેર આખું;
સ્વામી શામળતણા ચરણ પ્રતાપથી, તુજ સમા કિંકરા ક્રોડ રાખું!

છપ્પો.

શા-મૂરખ મૂઢ અજાણ, જૂઠું બોલે કયમ ઝાઝું;
કોણ ગણતીમાં રામ, લવરી સુણતાં હું લાજું;
ક્રોડ બીલાં ખાનાર, લંગૂરાં કોટિક લાવ્યો;
વાયણ કેરાં દૂત્ર, મણિધરમણિ લેવા આવ્યો;
વળી તારણી મારી તાટકા, તે પ્રાક્રમ દીઠું તમો;
વળી હોય પરાક્રમ રામનું, કહે કિંકર સુણીએ અમો.

ઝૂલણા છંદ.

• અં-ત્રયંબક જ્યાં તોડિયો, માન તુજ મોડિયો, છોડિગો ત્યાં તુંને ધર્મ ધાર્યો;
દશ મસ્તક દક્ષમાં રાખિયો કક્ષમાં, પલક એક પક્ષમાં હોડ હાર્યો;
કોટિ રાક્ષસ હણ્યા, બય તેના નવ ગણ્યા, વેદ ભણીઆ હવે તુજ વારો;
મારવો રંકને લુંટવી લંકને, પાપથી ઓસરે રામ મારો!
રાવણ-માનવી માનવી સંગ રહે સહુ, માંકડાં સાથ મન એનું મોહ્યું;
નાનપણ માંહિથી નામ કાઢયું જુઓ, પરવર્યા પુરથકી રાજ ખોયું;
ક્ષત્રીવટ ખોઈને જોગ જટા ધરી, શરમ ને કરમ ને ધરમ ધોયું;
મંત્રી તુજ સારખા પ્રાક્રમી પારખ્યા, દશકંધ રામનું જોર જોયું.

ચોબોલો.

અંગદ-મંત્રી તે પુણ્યવંતા પૂરણ, ઘેર બેઠા લખ લૂટેછે;
શ્રી દશરથના નંદન સાથે, ધારા વેદની છૂટેછે;
લાયક લીલા લક્ષ્મણ સાથે, અમૃતના ઘન ઉઠેછે;
અભાગીઓ અક્કરમી અંગદ, રત્ન પત્થરશું કૂટેછે

છપ્પા.

રાવણ-બોલે વધતા બોલ, તોલ ખુએછે તારું;
રવિ સામા નાખે રેણુ, માન ધટે નહિ મારું;
આયુષ તારું અલ્પ, એક ઘડીમાં આવ્યું;
તાતનું લેવા વેર, ભાગ્યે ભુંડું તુજ ભાવ્યું;

અવતાર અફળ તારો ગયો, વેર ન વાળ્યું વેઠમાં;
શત્રુને જઈ શરણે રહ્યો, પાવક ઉઠો તુજ પેટમાં!

અંગદ–અન્યાયી બોલે આળ, ગાળ ગુણહીણા દેછે;
અધર્મી અવતાર, ભાર સું માથે લેછે;
મુજને તુજપર હેત, ખેદ રાખી નહીં ખીજું;
આપણ બન્ને ભ્રાત, બતાવું કારણ બીજું;
જો વાળિ તાત છે આપણો, છૈયે સહોદર સુખમાં;
તુજને રાખ્યોતો કાખમાં, મુજને રાખ્યોતો કૂખમાં!

રાવણ–વાળી સરખા ક્રોડ, ચરણ મારા ચાંપેછે;
સુગ્રીવ સરખા લાખ, કૃત્ય દેખી કાંપેછે;
ઇંદ્ર આદિ સુરસાથ, હાથ જોડે જન ઝાઝા;
નથી સાંભળ્યો કાન, રિદ્ધિપતિ રાવણ રાજા;
ડોલાવું દશ દિક્પાળને, સળકાવું શેષધામને;
તું અલ્પ બુદ્ધિ સમઝે નહીં, રહ્યો વખાણે રામને.

### ઝૂલણા છંદ.

અં–જોડીને કર કહું વાત તુજ કામની, નરપતિ ગર્વ તુજ એમે જાશે;
સીત શું પ્રીત તે મોતની રીત છે, ચાંચડવત ચોળશે ચિત્ત ચહાશે;
ઈશ હતા તુજ શીશ પર ગાજતા, તે સાથે શત્રુતા બહુજ થાશે;
શામળતણા સ્વામીની નીચ નિંદા કરે, ચોકડી ચૌદનું રાજ જાશે.

### સવૈયો.

રા–રાંકની જાત તે રત્ન શું ઓળખે, આખર ચેતન આકરનો;
ગરીબતણે ઘેર પેટ ભરે તે, ઠાઠ શું જાણે ઠાકરનો;
મેરુતણો મહિમા નવ પ્રીછે, કરે વખાણ તે કાંકરનો;
"ખાખરની ખીલોડી" અંગદ, સ્વાદ શું જાણે સાકરનો?

### છપ્પ.

અંગદ–અંધ થયો દશકંધ, ધન્ધ ધારી શું બેઠો;
કુળ અંગારો આપ, પાપરૂપી થઈ પેઠો;
દશ છેદાશે શીશ, દિવસ થયા તુજ વંકા;
ઉઠિ યશ ઉદ્ગ્રાંટ, લક્ષ લુંટાશે લંકા;

પુત્ર તારા પ્રાજે થશે, વિધવા નાર તારી થશે;
સમઝ મૂઢ મૂરખ મને, ચૌદ ચૌકડી ચોવટ જશે.

## ઝૂલણા છંદ.

રાવણ—માંકડાં રાંકડાં જા ઘેર જીવતો, વાંકડા ફાંકડા બોલ કેવા ?
કાયાતણા કટકડા કોડ કરાવશે, વનચરા પાસથી લા'ણુ લેવા;
મુખતણા મટકડા ભાવ ભૂલી જશો, ચટકડા સેવશો સિદ્ધ સેવા;
લટકતાં શીશ રેશે ધડ જુજવાં, રામ નહીં આવશે હાથ દેવા.

## છપ્પા

અંગદ—રામચંદ્ર પરતાપ, કોણ મુજ સામું જોશે;
રામચંદ્ર પરતાપ, જીવ નિજ દુશ્મન ખોશે;
રામચંદ્ર પરતાપ, કોણ મને શસ્ત્રજ મારે;
રામચંદ્ર પરતાપ, કોડ તુજ સરખા હારે;
શ્રી રામચંદ્ર પરતાપથી, જળને સ્થાનક સ્થલ કરૂં,
કવિ શામળ અંગદ કહે, કહેતો આભ ઉંડળ ભરૂં.
રાવણ—રાંક ઉપર થી રીસ, કરવી તે ન ઘટે મુજને;
દેઉંછું જીવતદાન, જીવતો મૂકું તુજને;
કાસદકેરા કાન, વાઢતામાં હું લાજું;
તરણાપર શો ટેક, દિલ મારામાં દાઝું;
તું બુદ્ધિહીણ બકતો રહે, કુચલી શી ઝાઝી કરે;
ગમાર જાણી નહિં ગુંદરૂં, ફરી બોલે નિશ્ચે મરે.

## કવિત

અંગદ—પૂર્વ જન્મ પાપથકી, સીતાતણા શ્રાપ થકી;
અક્કલ ઓછી આપથકી, સહેજ પડયો શૂળમાં;
અક્ષરના અંકથકી, વિધાતાના વંકથકી;
રંજાડયા કો રંકથકી, ધન ભેળ્યું ધૂળમાં;
અહંકાર આણ્યાથકી, મમત મૂઢ માણ્યાથકી;
નિરગુણ નાણ્યાથકી, તણાયો તું પૂરમાં;
છેક બુદ્ધિ છોછીથકી, અક્કલ આપ ઓછી થકી;
રાવણ તેં હાથ ઘાલ્યો, ગોખરના મૂળમાં.

### ઝૂલણા છંદ.

કવિ—દૃષ્ટિ ભુંડી કરી, રીસથી રાવણે, રાજમદ જોરથી રાજ રૂઠયો;
જવું ન પામે હવે જીવતો વાનરો, એમ કહી આપ અધિપત ઊઠયો;
ગુણજ ગુપ્તિ ગ્રહી સામદો સંચર્યા, કોટકોટયાન જાયમ રાફ છૂટયો;
પુત્ર વાળીતણો વીંટીઓ વિધવિધે, બાણનો શિર વરસાદ વૂઠયો.

### છપ્પો.

રાવણ—નથી મારતાં વાર, રંજકમાં રણુ રોળું;
અંગદ તારૂં અંગ, ચિત્ત ચાંચડવત ચોળું;
કાઢું તાળુવે જીભ, વદે જો વેર વાણીમાં;
વાંદરેલ કહાવું તેલ, પિલાવું ધું ઘાણીમાં;
જોર હોય તો જુદ્ધ કરે, મુજ કિંકરના સાથમાં;
એમ કહી અંગદને તિહાં, લીધો બળવંતે બાથમાં.

### ઝૂલણા છંદ.

દશકંધ કેમે માર્યો મરશે, ચંદ્રશેખર ચરચ્યાછે ચંદન;
દશકંધ કેમે માર્યો મરશે, વૈદનાથનાં કીધાંછે વંદન;
દશકંધ કેમે માર્યો મરશે, નવનાડનું કર્યું નિકંદન;
અંગદ—ઇશ્વિર ગત ઇશ્વિર સૌ જાણે, દશકંધ હણશે દશરથ નંદન.
રાવણ—વાત વિવેકની તે તું શઠ શું લહે, જંગલી ઝટ ટૂંકા કેમ કૂટે;
આકના તૂરની પેર ઉડી જશો, જે દિવસ માહરાં બાણ છૂટે;
જાનવર જાણીને મૂકીએ જીવતો, લાજ લંગૂરની કોણ લૂટે;
પ્રાજેકરી નાખશે પલકની પલકમાં, એકલો ઇંદ્રજીત આપ ઊઠે.

### કવિત.

અંગદ—માન કહ્યું મૂઢ મતિ, જ્ઞાનહીણ ગૂઢગતિ;
આપ દીધો સીતા સતી, પડયો પાપપાશમાં;
મોકલ્યો કાસદકામે, હુકમ ન દીધો રામે;
નહિ તો વાસું ઠામ ઠામે, વાનરાં અવાસમાં;
હવે નથી રહેતી રીસ, ત્રોડી નાંખું તારૂં શીશ;
બાગ્યું ભુજ વીશ હજુ, હેત રાખું હાસમાં;
બલપણ બાખું બાખ, શાખતણી દેઉં સાખ;
ઇંદ્રજીત જેવા લાખ, ઉડાડું આકાશમાં;

છપ્પા.

**રાવણ**—રામતણી તુને આણ, વદે અંગદ તું વાણી;
રામતણી તુને આણ, પલક પીવા રહે પાણી;
રામતણી તુને આણ, હવે જો જીભ હલાવે;
રામતણી તુને આણ, જો તું ચરણ ન ચલાવે;
રામઆણથી કહે જઈ તહીં, જહીં સેન સકળ છે તમતણું;
રાવણે કહાવ્યું રામથી, મહિમા દેખાડ મોટમપણું.

કવિ—ઉડયો સુણી આકાશ, અંગદ અતુલીબળ આપે;
મહિમા વધારી માન, રામ રજ ચર્ણ પ્રતાપે;
આવ્યો જયહાં અશોક, અલૌકિક જયાં છે વાડી;
દુઃખ નવ વ્યાપે દેહ, ખરી રત્નાકર ખાડી;
બેઠી સીત સ્વરૂપ ત્યહાં, રૂપ રઢીઆળી શુભ સતી;
પ્રદક્ષણા દેઈ પાયે નમ્યો, મોકલ્યો છે લક્ષ્મણ જતિ.

અંગદ—સાંભળજો મુજ માત, વાતમાં એહ વધાઈ;
લક્ષ્મણ સહિત શ્રીરામ, પધાર્યા ભૂપત ભાઈ;
વાનર પદ્મ અઢાર, બોતેર કોટીક સાંધી;
મળ્યો વિભીષણ ભ્રાત, પાજ સમુદ્રે બાંધી;
મેં વિવિધ પ્રકાર વિષ્ટિ કરી, ટેવ એહની ટેડીઓ;
સીતા પ્રત્યે અંગદ કહે, ગઢલંક વાનરે ઘેરીઓ.

**સીતા**—સીતા કહે સુણ વીર, ધીર થઈ ધીરજ ધરજો;
જોરાવર જન એહ, કામ બહું પાકું કરજો;
લલોપતો નહીં લાગ, શોભે નહીં શૂરા સાથે;
મંદ્રાચળ શો મેર, ઉપાડેછે એક હાથે;
કુંભકર્ણ કહેવાયછે કારમો, દેખે તેટલું ખાયછે;
એવું જાણી અહીં આવજો, રામ તો મોટા રાય છે.

અંગદ—કહો તો મેરૂ સહિત, ઉદયાચળ હું ઉપાડું;
કહો તો લંકપર લંક, આધક અવનિમાં ગાડું;
કહો તો બાણું ક્રોડ, જોધને બાંધી જાઉં;
કહો તો ઇંદ્રજીત કુંભકર્ણ, દૈત્ય સર્વેને સાઉં.

મા કહો તો લંકને લુંટીએ, વસુધા વિપરીત નાંખીએ;
પણ હુકમ નથી હજુરનો, માટે સરવે સાંખીએ.

**સીતા**—છાનો રે ભડ ભ્રાત, વાત શી કરવી ઝાઝી;
કરો કહ્યું તે કામ, રામ જે વાતે રાજી;
કરતા હો જે કાલ, આજ સવેળા સાધો;
દેખાશે કો એક દુષ્ટ, વાયુવત વેગે વાધો;

જ્યાં આગન્યા માગી અંગદે, જોધ જાવા લાગ્યો જવે;
રાક્ષસીએ બૂમ પાડી ઘણી, જોધ તરવરી રહ્યા તવે.

**કવિ**—માર માર કરતા મૂઢ, ધીર ધસમસતા ધાયા;
અંગદકેરા ચરણ પૂછ શત્રુએ સ્હાયા;
સહસ્ર લાખ કરોડ, હડીલે હોડ હકાર્યા;
તીડાનતીડનો રાફ, વાનરપર વેદ વકાર્યા;
ત્રાસ પડયો ત્રહોવિષતણો, દાવાદળ વડું દેશમાં;
દાખ્યું લોકે દશકંધને, લંગૂર આવ્યો એક દેશમાં.
કરડતો દંત દશકંધ, અસ્વારી આપે કીધી;
એક પલકે અશોક, વાડી તો વીંટી લીધી;
પકડયો પૂછ પ્લવંગ ઝાપટી ઝાંકયો જ્યારે;
સમર્યા મન શ્રીરામ, તરત છૂટયો કર ત્યારે;
ત્યાં જુદ્ધ જોર ઝાઝું થયું, હઠીલો હોડે હારીઓ;
એ વાત લંકામાં વિસ્તરી, મહીપત મોટાએ મારીઓ.

**કવિ**—મેઘરાવણ મહારાજ, ધજ ફરકાવી તેણે;
ઇંદ્રજીત જસ રુપ, ઇંદ્ર જીત્યોતો જેણે;
ઢમકાવતો ઢોલ નિશાન, કૃતાંત સરીખો કહાવ્યો;
પિતા પાસ તે પુત્ર, એક પલકમાં આવ્યો;
એક પહોર રણજંગ મચ્યો; કહી ન શકે કોયે કવિ;
સંહાર થાય સૃષ્ટિ તણો, શોભા લંક એવી હવી.
મહોકમ દીધો માર, અંગદને રાયે, આપે;
ન ગણે લેખા માંય, હાથ શ્રીરામ પ્રતાપે;
લખ બોતેર હજાર, તણા તો હંસજ હરીઆ;
વાડીમાં કૂપ વિશાળ, ભૂપ સહુ તેમાં ભરીઆ;

બાકી બૂમ પાડી ગયા, મઢ લંકા ગુણગામને;
ઉત્પાત કરીને આવીઓ, શરણાંગત શ્રીરામને.
દંડવત્ કીધા દશ વીશ, શીશ નમાવ્યું નેહે;
સુખનું સાગર સર્વ, દૈવત પામ્યા સહુ દેહે;
શીશપર મૂકયો હાથ, વાતો પૂછી રઘુનાથે;
રામ–વિષ્ટિની કહો વાત, રીઝ થઈ રાવણ સાથે;
સીતાને સહજે આપશે, કે કરવી રાઢ પડશે ઘણી,
અંગદને એમ પૂછીઉં, કોટિ બ્રહ્માંડ કેરા ધણી;
અંગદ–વાલિસુત કહે વાત, એની મેં કેમ કહેવાયે;
નથી સમજ્યો નરેન્દ્ર, અહંકારી એવો રાયે;
સામ દામ ને ભેદ, કર્યા તે જુગતે ઝાઝા;
જેમ પત્થરપર નીર, માને નહિ રાવણ રાજા;
કરગરી કહ્યું મે કોટિધા, આંચ દેખાડી અતિ ઘણી;
પેર પેર મેં પ્રીછવ્યો, ડગ્યો નહીં લંકાધણી.
એક કહીએ તો આઠ, હાડમાં બોલજ બોલે;
કહે વાનરને વનચર, આપ બળ કરે [illegible]તોલે;
ભર્યા ભોજન માંય, ચાર કણ જોયા ચાંપી;
અનેક કહ્યા ઉપદેશ, મન મેં જોયું માપી;
લોઢા ઉપર લીહ જયમ, પટકુળ ગાંઠ જેવી પડે;
રાઢ વિના રાવણ રીઝે નહિ, માંગી સીતા તો નહિ જડે;
કવિ–મુખે ન બોલ્યા રામ, નિઃશ્વાસ મૂકયો મન સાથે;
રાવણ સરખું રત્ન, હણવું પડશે મુજ હાથે;
આવ્યો વિભીષણ ભૂપ, આવ્યો જશ આંબુવંતો,
આવ્યા નલ નીલ સુગ્રીવ, આવ્યો હઠકર હનુમંતો;
મહારાજ વિચાર મનમાં કરયો, જે ચિત્ત લહે નહિ ચાતુરી;
સૌ સેવક કહે સ્વામી સુણો, "દેવ તેવી કરો પાતરી."
દીધા દદામે ઘાવ, દેવ દાનવપર કોપ્યો;
લંકાગઢ દરબાર, રામે રણસ્તંભજ રોપ્યો;
થઇ પુષ્પની વૃષ્ટ, દેવ અમૃતઘન વૂઠયા;
રાવણ રોળાશે રણ, નવ ગ્રહ બંધથી છૂટયા;

લંકા ગઢ વાનરે વીંટીઓ, પોકાર પુર બાધે પડયો;
રાવણ તે હૈડે હરખીઓ, રણજંગ રચી જુધ્ધે ચઢયો.
થયો જત્ર ઉલ્કાપાત, વાત મંદોદરી જાણી;
સતી શિરોમણિ નાર, રાય રાવણની રાણી;
આવી ત્યાં કર જોડ, કથન કંથ આગળ કહેવા;
મન્દોદરી–રૂઠયો જ્યારે રઘુનાથ, ઠામ કીયો પછી રહેવા;
ભૂલોછો કેમ ભૂપત થઇ, રાય વિચારો રીતને;
રાણી કહે રીઝવો રામને, સોંપો માત સતી સીતને.

રાવણ–રાણીને કહે રાય, દીસે ગતિ તારી ઘેલી;
અંગદ વિષ્ટિ કાજ, પ્રીત કરવાને પેલી;
શીશ માટે એ સીત, લાવ્યો છું લક્ષાવસા એ;
વગર રાઢ વઢવાડ, આપું કયમ એહ દશાએ;
બોલ બોલ્યા જે રાવણે, અફળ જતે અનરથ થશે;
નિશ્ચે નાર નમવું નથી, હોનાર હશે તેવું થશે.

મંદોદરી–ઘેલા કંથ કુબુદ્ધ થકી, તેં એ શું કીધું;
સૂતો જગાડયો સિંહ, મોત વણમાગ્યું લીધું;
અજીત રામ ન જીતાય, અજીત લક્ષ્મણ કહેવાયે;
દશ શીશ ભુજ વીશ, રોળાશો રાવણ રાયે;
લંકે વિભીષણ સ્થાપશે, એટલું એને કામ છે;
રાજ રાવણ તારૂં ગયું, સ્વામી શામળ રામ છે;

રાવ–ફટ ફટ રાવણનાર, વાત કહું છેલ્લી છાની;
આપણે બે એકાંત, મારે મન મનની માની;
પૂર્વજન્મની વાત, સારી પેરે મુજ સૂઝે;
કોય ન જાણે અન્ય, બુદ્ધિવંતા નર બૂઝે;
દાનવ મીટી દેવતા થશું, ધાવ દદામે દેઈશું.
જીતશું જો તો જશ થશે, નહિતર વૈકુંઠ લેઈશું;
મંદો–સાબાશ રાવણરાય, સાબાશ એ બુદ્ધિ તારી;
સાબાશ હઠ હિમ્મત હોડ, હવે નિશા થઈ મારી;
આદ્ય અંત એવું મન, રામ હદેમાં રહેજો;
અહંકાર એથી લક્ષ કોડ, નરેંદ્ર નકારો કહેજો;

માનુની કહે બેસું માળીએ, જુદ્ધ જોઉંછું તાહરૂં;
કાયર થશો મા કંથડા, વચન માનો એ માહરૂં.
સામસામાં રણતુર, શૂર સંગ્રામે ચઢીઆ;
નેવું દિવસ નિઃશંક, વીર વિવાદે વઢીઆ.
વરણવે શતયુગ શેષ, તોય પુરૂં નવ થાયે;
એક પાસે શ્રીરામ, બીજે શ્રી રાવણ રાયે.
રામે જાણ્યો રણજીત એ, જનુની એક રાવણ જણ્યો;
એકાણું દિવસે એક બાણથી, રાગ હાથે રાવણ હણ્યો.
રાવણ પામ્યા રાજ, અવિચળ પદવી આપે;
વિભીષણ પામ્યો લંક, પૂર્ણ તે પુણ્ય પ્રતાપે;
મળ્યાં રામને સીત, વિજોગ ભાગ્યા તે તનના;
દુંદુભી વાગ્યાં દેવ, મનોરથ પહોચ્યા ગનના;
સીતા લેઈ સિધારીઆ, દરશન અયોધ્યા ગામનું;
જયજયકાર જગમાં થયો, રાજ થયું શ્રી રામનું.
મળ્યાં માત ને ભ્રાત, મળ્યા ભરત ભાવિક ભાઈ;
વીતક વર્ષ બે બાર, તણાં તે કહ્યાં ગાઈ:
હનુમાન તણી હિમ્મત, સુણીને મોટમ મેલી;
વૂઠયા અમૃતમેહ, રંગ રૂડાની રેલી;
છત્ર ધરાવ્યું રામજી, લક્ષ્મણ ચમર કરે જયહાં;
શામળ કહે શોભા ઘણી, મેહ માગ્યા વરસે ત્યહાં.
રામચરિત્ર પવિત્ર, ગાય જે નરને નારી;
ઇકોતેર પરિયા સહિત, અધિક પામે ઉદ્ધારી;
દ્રવ્ય પુત્ર ઘરસુત્ર, પુરંદર પદવી પામે;
જન્મમરણજંજાળ, વેદના સઘળી વામે;
શ્રી રામચંદ્ર કૃપા કરે, ઇશ્વર પદવી આપે અતિ:
શામળ કહે સેવો સહુ, રાગ લખમણ સીતા સતી.

**દોહરો.**

શ્રોતા વકતા સાંભળો, કહે કવિ કરજોડ;
શામળ કહે બોલો સજ્જનો, જેજે શ્રી રણછોડ.

બૃ. કા.

---

# દયારામ.

## ૮૧

# ભગવદ્ગીતા મહાત્મ્ય.

## બારમો અધ્યાય.

**શ્રી મહાદેવોવાચ.**

ગહ રુદ્ર કહે સુણ શક્તિ, ગીતામહાત્મ્ય ધરી મન ભક્તિ;
રમા રમણશું બોલ્યાં વાણી, અગ્ર દહે મુને સારંગપાણિ. ૧
વધા વળતા શ્રી વિશ્વના રાય, દ્વાદશમાનો મહિમાય;
દેશ દક્ષણમાં અભિરામ, કોહોલાપુર નગરનું નામ. ૨
ત્યાંના લોક સરવ સુખી પુષ્ટ, નહીં નિર્ધન નહીં કોઈ દુષ્ટ
દિવિ ભૂષણ દે એવા ધામ, પ્રાકાર ગોપુર અભિરામ. ૩
ચારૂ ચૌટાની રચના રૂડી, કશી વસ્તુ જ્યહાં નહિ કૂડી;
પતાકા ધ્વજ ભુવન ભુવંન, તેને પવન શીતળ ગિરિવંન. ૪
ગયા ક્ષેત્ર છે રૂડું જ્યાંહે, કોટિ લિંગ રૂપાનાં ત્યાંહે;
પરશક્તિ લક્ષ્મીનું ધામ, મનવાંછિત પરિપૂર્ણકામ. ૫
ત્યાં મણિકુંડ નામે છે ઘાટ, ગટે મનન કરતાં ઉચ્ચાટ;
ત્યાં પુરૂષ આવ્યો એક, વેદશાસ્ત્ર સુજાણ વિવેક. ૬
મણિકુંડમા મંજન કીધું, શંખચક્રાદિ ભૂષણ દીધું;
આવ્યો પરશક્તિ મંદીર, સ્તુતિ કીધી જોડી કર વીર. ૭
સહુ સુરસ્થિતિ આપ પ્રતાપે, ધર્યું તેજ લીધી આપે;
હે જગતમાત હર તાપ, છો જગતનું કારણ આપ ૮
ઉદ્ભવ સ્થિતિ લય ત્રણ ખાણી, આપ બળથકી સર્વે હે માણી;
ત્રિઅવસ્થા તમારો આધાર, તુર્યરૂપ તમો નિરધાર. ૯
તમો તુર્યાતીત પણ કહાવો, શુદ્ધસ્વરૂપ તમો મન ભાવો;
તમો સાવિત્રી બ્રહ્માણી, વૈષ્ણવ મહાલક્ષ્મી રાણી. ૧૦
દુષ્ટદળની શક્તિ જાણી, તમો મહાકાળી રૂદ્રાણી;
ચંડ મુંડ ને મહિષાસુર, રક્તબીજાદી હણીઆ ક્રૂર. ૧૧

નિરંજન નિરાકાર તે તમો, રાણી કેમ શકીએ જીવ અમો;
એમ સ્તવ્યાં ભૂપ ધરી ભકિત, થયાં પ્રસિદ્ધ વદ્યાં પરશકિત. ૧૨
હે રાજપુત્ર વર માગ, સુણી બોલીઓ તે નમી પાગ;
હું તો રાજપુત્ર છું હે માજી, મારી બગડેછે બહુ બાજી. ૧૩
અશ્વમેધ યજ્ઞ પિતુ માંડયો, દૈવયોગે દેહ તેણે છાંડયો;
તેલમાંહે તળી તન રાખ્યું, કર્મ ચલવ્યું કર્યું તેમ ભાખ્યું. ૧૪
પણ હય જો ગયું કોઈ હરીને, ચાલે કર્મ હવે કેમ કરીને;
તે અશ્વ આવે જેવારે, થાએ યજ્ઞ ચાલતો ત્યારે. ૧૫
સુણી શકિત બોલ્યાં સુણુ બાળ, તારૂં કાર્ય થશે તતકાળ;
મુજ મંદિરતટ એક ઠામ, વસે સિદ્ધરમાધ મુની નામ. ૧૬
તેને મળતાં થશે સિદ્ધ કાજ, સુણી ગયીઓ મુનીને રાજ;
કીધો પ્રણામ શ્રદ્ધા આણી, પાસે ઉભો જોડી જુગપાણિ. ૧૭
બોલ્યા સિદ્ધરમાધ એવી વાણી, તારા મનની વાત મેં જાણી;
આવ બેસ કુંવર બુદ્ધિવંતા, રખે અશ્વની રાખે ચિંતા. ૧૮
એમ મંત્ર ભણ્યા તતખેવ, કીધું આકર્ષણ સહુ દેવ;
એટલે સહુ તેત્રીશ ક્રોડ, આવી ઉભા રહ્યા કરજોડ. ૧૯
મુની કહે હય હરીઓ કોણે, લાવો શીઘ્ર મૂકો સ્થળ આણે;
નહિ તો સ્થાનક મુકાવીશ, સુણી કંપ્યા કોટીતેત્રીશ. ૨૦
હતો ઇંદ્રે તુરિને લીધો, પળ પહેલો મોકલી દીધો;
ઇંદ્રે પુછાવ્યું જે મુનિ હાવું, આજ્ઞા હોય તો નમવા આવું, ૨૧
સુખથી આવ કહ્યું ઋષી જ્યારે, ઇંદ્ર આવી પડયો પગ ત્યારે;
રાજપુત્રને ઘોડો આપ્યો, અંગોઅંગે આનંદ વાપ્યો. ૨૨
મુનિમહિમા નિહાળ્યો અપાર, રાજપુત્રને ઉપજ્યો વિચાર;
એનું અકળિત બળ ખ્યાત, એતો જીવાડે મારો તાત. ૨૩
એવું ધારીને વિનતિ કીધી, હસી હા કહી આજ્ઞા દીધી;
તારૂં કારજ સિદ્ધ પમાડયું? ચાલ તાત તારાને જીવાડું. ૨૪
રાજપુત્ર ઘોડે ઘેર લાવ્યા, મોટા સિદ્ધ સદન પધરાવ્યા;
તળી રાખ્યો હતો નૃપ જ્યાંહે, મુનિરાય પધાર્યા ત્યાંહે. ૨૫
જોતાં સકળ વાડવનું વૃંદ, મુનિ ધ્યાન ધર્યું ગોવિંદ;
લીધું ઉદક અંજળી ભરીને, છાંટ્યું જ્યાં અભિમંત્રણ કરીને, ૨૬

કોઈ નિંદ્રાથી ઉઠે જેમ, ભૂપ બેઠો થયો ઝટ તેમ;
વીતી વાત કહી વિસતારી, સિદ્ધસ્માધ મહીમા ભારી. ૨૭
નૃપ નમીઓ પાગ શિર ધારી, હેતુ પૂછવા વાત વિચારી;
પાણિ જોડી પૂછ્યું ભૂપ એમ, પામ્યા આવડું પ્રાક્રમ કેમ. ૨૮
સિદ્ધસ્માધ કહે સુણ ભૂપ, તેનું કારણ ભાખ્યું અનુપ;
સુણ શ્રી ભાગવદ્ગીતાય, તેનો દ્વાદશમો અધ્યાય. ૨૯
તેને નિત્ય ભણું વિશ્વાસે, બળ અવર ન રાખું પાસે;
એ અધ્યાનું જોર પ્રચંડ, ચાહુ તો રચું નવલ બ્રહ્મંડ. ૩૦
એક મૃત્યુકને જીવન દીધું, એમાં તે શું પ્રાક્રમ કીધું;
સુણી સિદ્ધસ્માધની વાણી, નૃપ નમીઓ જોડી જુગ પાણિ. ૩૧
ભણાવો મુને તે અધ્યાય, નિજ ભૃત્ય જાણી મુનિરાય;
સાચો પ્રેમ લહ્યો રૂપી આવ્યો, પિતા પુત્ર બન્નેને ભણાવ્યો. ૩૨
બળ ઉભય અલૌકિક પામ્યા, કાળ કર્મ અવિદ્યા વામ્યા;
વૃહદ્રથ નામા એ ભૂપ, થયો શુદ્ધ નારાયણ રૂપ. ૩૩
ભૂપ પામિયો વૈકુંઠવાસ, વસે જ્યાં સદા હરિહરિદાસ;
ઝાઝો મહિમા કહું તુને શુંય, અદ્યાપિ તેને પૂજું છું હુંય. ૩૪
હરખ્યાં પદ્મા સુણી પતિવાણી, નીલગ્રીવે તે વાત વખાણી;
તેને સ્ફુટકરી જન દયારામે, સાધારણમતિ સુખ થવા કામે. ૩૫

૮૨

# યમુનાજીની સ્તુતિ.

## આર્યા.

જય યમુના શ્રીયમુના, પાને દૂરા કિંકર યમના;
પુનરપિ આવાગમના, નિજપદદાતા નિજગળ જળશ્રમના.

## છંદ ભુજંગ પ્રયાત.

નમો શ્રીયમુને મહારાણી દેવી, સુરાસુર બ્રહ્મા શિવાદિક સેવી;
ધ્રુવાદિ થયા ધ્રુવ ધામે નિવાસી, પ્રિયા ગોપિકા કૃષ્ણ થૈ આપ દાસી. ૨
સરિતા સહુ સ્વામિની શ્રેષ્ટ ગંગે, મહાસિદ્ધ પામી તમારા પ્રસંગે;
અહો, અત્ય અદ્ભુત મેં'મા શું ભાખું, સમુદ્રેથી બિંદુ સમુ જલ્પી દાખું. ૩

થયું હોય જેને પયઃપાન માતા, કદા તેહને યમ નહીં દુઃખદાતા;
કદા દુષ્ટ તોયે સ્વસાસૂનુ કાંપે, વિચાર્યું યમે યાતનામાં ન આવે. ૪
કરે સ્નાન નિશ્ચે નવો દેહ થાયે, તદા યોગ્યતા સેવવા કૃષ્ણરાયે;
જગત્પાવની જાહ્નવી વેદવાણી, શિવે શીશ રાખી પરાપૂત જાણી. ૫
ત્રિવિક્રમપાદોદકી એજ હેતું, સદાનંદ શ્રીકૃષ્ણ તે મૂળ હેતુ;
રવિજા તમો તે તણાં પટ્ટરાણી, શકું કેમ કીર્તિ તમારી વખાણી. ૬
પતિ નામ છે કૃષ્ણ, કૃષ્ણા તમારૂં, રૂપે એક વસ્તુ કશું છે ન ન્યારૂં;
રંગે શ્યામળાં, સ્નાનથી શ્વેત પ્રાણી, વડું એજ આશ્ચર્ય અદ્ભુત કાંણી. ૭
કૃપાસાગરી નાગરી જગતમાતા, હરિવલ્લભા ઈશ્વરી ભક્તદાતા;
સદા સપ્તસિંધુ થકી નીર ન્યારૂં, બને કોણથી કર્મ અદ્ભુત સારૂં. ૮
નદી નવસેં ને નવાણું નવાયે, સમું પુણ્ય ગંગા વરાં એક નાયે;
વિધિકલ્પ ગંગા ભજે મંત્ર ગાત્રે, ફળેયુકત તે યમુનાસ્મરણ માત્રે. ૯
ગૌનાદિ રૂપે કાલિંદીક નિવારી, થયા જીવ જે પૂર્વમહાપુણ્યરાશિ;
ગિરા ગોમતી ગૌમતી નર્મદાજી, ભામા ગલ્લકી સર્યૂ આદિક રાજી. ૧૦
કુરૂક્ષેત્ર કાશી ગયા પુષ્કરાદી, વસે નિમિષારણ્ય જ્યાં બ્રહ્મવાદી;
નદી તીર્થ ઇત્યાદિ સંગે સમાજ, તમોમાં કરે સ્નાન પ્રયાગરાજા. ૧૧
ઘણા જન્મનાં પાપ મહા ઓઘ કાપે, કદા વર્ણ કો નામ યાગી આલાપે;
ધરે પાય તે પૃથ્વી પૂત માનું, ફળેયુકત પાવન ત્યાં ચિત્ર શાનું. ૧૨
કરે સ્નાન સૌ તીર્થમાં નિત્ય કોઈ, કહું પુણ્ય તે તીર્થ રાજેથી હોઈ;
રવિપર્વ કોટિક સિંધુ ભજેથી, મળે તેટલું પુણ્ય કૃષ્ણા રજેથી. ૧૩
નદી ક્ષેત્ર સૌ તીર્થ પ્રત્યેક સાધે, અયુતાબ્દથી જેટલું પુણ્ય લાધે;
પરિક્રમ પંચાસ કોટિ ફરેથી, ફળે પુણ્ય તે મથુરા સાંભરેથી. ૧૪
મધુપુર ગોકુળ વૃંદાવને વા, વસે પ્રાણી તે પ્રાણી પ્રાણેશ લેવા:
વડું માહત્મ્ય સહેજે વસી માત્ર રેતું, વસી કૃષ્ણ કૃષ્ણા ભજે તો શું કેવું. ૧૫
તટે રાસક્રીડા સદા કૃષ્ણ ગોપી, લીલા લાડીલી લાલ એકાંત ઓપી;
જહાં વૃક્ષવૃક્ષે વસ્યા વેણુપાણિ, પત્રે પત્ર ચોભુજ છે વેદવાણી. ૧૬
અલૌકિક આનંદદાતાર માજી, દયો દાસ ગારો મુખે દોની ગાજી;
ભણે વા સુણે સ્તોત્ર આ પ્રેમ આણી, કૃપાદૃષ્ટિ તેને કરે ચક્રપાણિ. ૧૭

---

૮૩

# ચેતવણી.

પદ.

ચેત ચેત મન ચપળ થઈને, કૃષ્ણ કૃપાનિધિ ભજનીરે;
આ જૂઠી બાજી જગતતણી છે, તેથી મમતા તજનીરે. ચેત૦ ટેક.
શું મૂરખ મિથ્યા મારૂં કહેછે, તારૂં તે સહુ ખોયુંરે;
આ અમૂલ્યક હીરો હારીને તેં, પત્થરમાં ચિત્ત પ્રોયુંરે. ચેત૦
આ ડહાપણ તારૂં ગયું ધૂળમાં, ચુલે પડી ચતુરાઈરે;
તું સેવા સમરણમાં નવ સમજ્યો, અંન ગગાડયું ખાઈરે. ચેત૦
તેં હેતે હરિસેવન નવ કીધું, સંતોષ્યા નહિં સાધુરે;
આ ધિઃક પડયો તારો જનમારો, વણસાડયું તેં બાધુંરે. ચેત૦
અલ્યા તું તારી જનનીને, શે ના પત્થર પડીઓ પેટરે;
જે લોક પખાળત વસ્ત્રજ વારૂ, તુજને નાખી હેટરે; ચેત૦
તોપણ કોઈનું કારજ સરતું, પણ તું તેથી ગાહેરે;
કોઈને કામ કયહું ના આવ્યો, કિંચિત્ કયહુંના ગાંહેરે. ચેત૦
આ જનમ દિવસથી જરા લગી તેં કુત્સિત કૃત બહુ કીધાંરે;
આ માતપિતા આદે અતિ સજ્જન, જનને દુઃખ બહુ દીધાંરે. ચેત૦
તું પાપથકી બીહીનો નહીં પાપી, વદ્યો ન જૂઠા પાખેરે;
કોટી જીવ કલપાવે મુરખ, જૂઠી પૂરી સાખેરે. ચેત૦
વદતું નહીં તે વદે સુખેથી, ના ખાતું તે ખાએરે;
તું તારા મનમાં મરમાતો, ના જાતું ત્યાં જાએરે. ચે૦
આ વિષયતણું કૃત વહાલું કીધું, મનથી માન્યું ઠીકરે;
વેદ શાસ્ત્રનું વચન ન માન્યું, ધરી ન હરીની બીકરે. ચેત૦
કપટ કરી લોકોને લુંટયા, પિંડ પોતાનો પોખ્યોરે;
નવ દીન ઉપર દયાજ આવી, પરઆત્મા બહુ દોખ્યોરે. ચેત૦
તું વૈષ્ણવ વેષે વહાતો હીંડે, જ્ઞાનઉપદેશ બતાવેરે;
પોતાનું મન પત્થર સરખું, તેમાં દોષ ન લાવેરે. ચેત૦
દગો કરંતા દોષ ગણે નહીં, લાગ્યો જયમ ત્યમ લૂંટીરે;
જે પરમારથ કણ જનનો દેખે, હઈડું ભાંગે ફૂટીરે. ચેત૦

એમ કપટ કરી છળભેદ રચીને, પરવિત્ત ઘરમાં ઘાલ્યુંરે;
એમ કરંતાં મૃત્યુ આવ્યું, તેથી કપટ ન ચાલ્યુંરે. ચેત૦
પછી જમકિંકરે ગરદન ગ્રહીને, કહાડયો ઘરથી બહારરે;
લેઈ ગયા જમપુર ઝપાટી, દેતા માર અપારરે. ચેત૦
ત્યાં જઈને રાખ્યો ધર્મ આગળ શી આજ્ઞાછે સ્વામીરે;
જે વિધિ કહો તે વિધિ દુઃખ દઈએ, બોલ્યા મસ્તક નામીરે. ચેત૦
પછે ધર્મરાયે ત્યાં તુજને પૂછયું, કહે કમાઈ શી કીધીરે;
તું ગયો હતો હરિસમરણ કરવા, કયમ થઈ નહીં સિદ્ધીરે. ચેત૦
ત્યાં એવું કહેતાં ચિત્રવિચિત્રે, કહાડયું તારૂં પાનુંરે;
તે વાંચતાં મનમાં લજવાણો, એવું તાહારૂં ગાનુંરે. ચેત૦
તે સાંભળી ત્યાં ધરમસભામાં, સરવે હસીયા દંતરે;
ભાઈ આવો નિરલજ કોઈ ન દીઠો, કદી ન આવ્યો અંતરે. ચેત૦
પછે ક્રોધ કરી યમરાજા બોલ્યા, નાખો કુંભીપાકરે;
એ નકટ જીવને શી શિખામણ, ન મળે જેને નાકરે. ચેત૦
ધરમે એમ કહ્યું જવ ત્યારે, તું બોલ્યો જોડી પાણુંરે;
મેં જન્મ મારી હું હાર્યો સ્વામી, દીન વધો તું વાણુંરે. ચેત૦
હવાં મનુષાદેહ એકવાર મુજને, આપો શ્રી મહારાજરે;
હું હાવાં હરિસમરણ નહિ ભૂલું, અન્ય કરીશ નહીં કાજરે. ચેત૦
એમ કોટિ કાલાવાલા કરતાં કૃપા કરી યમભૂપરે;
જોજે ના ભૂલીશ કહી આપ્યું, મનુષાદેહ સ્વરૂપરે. ચેત૦
તું એમ કરાર કરી આવ્યોછે, તે તું શે નવ જાણેરે;
તું હાવાં જઇ ઉત્તર શો આપીશ, હરિગુણ મુખ ના આણેરે. ચેત૦
તું ફોકટ ફજેત શીદ થાએ છે, કહ્યું માનની માહારૂં રે;
હું સાચું કહુંછું સમજ હરિ ભજ, શીદ બગાડે તારૂંરે. ચેત૦
આ જે દેખે તે સહુ ખોટું, સાચું હરીનું નામરે;
તે વણ હીમે લૂંટી લે તેને, નથી દ્રવ્યનું કામરે. ચેત૦
આ સુખસંપત ઘર ઘરણી દેખી, શીદ હરાયો હીંડેરે;
આ તું મા જાણીશ ઝાઝું, જીવીત આવ્યું ટાંડેમીડેરે. ચેત૦
તું હૃદયથી નથી હેત ધરીને, ભજતો વૈકુંઠનાથરે;
તો પાછળ પસ્તાવું પડશે, ઘસવા પડશે હાથરે. ચેત૦

ભાઈ આ મનુષ્યદેહ મોંઘો છે, મળશે નહીં વારેવારેરે;
જો આ અવસર ચૂકયોતો નિશ્ચે, લક્ષ ચોરાસી તારેરે, ચેત૦
ત્યાં ખર સુકર ગંડક ગર્ધવ, જાતિમાં અવતરશોરે;
ત્યાં પ્રભુસમરણ કરવાની ગત્ય નહી, ચારેખાંણ રડવડશોરે. ચેત૦
તે માટે મુજ કહ્યું કરીને, ગોવિંદના ગુણ ગાનીરે;
આ માયા મમતા મૂકીને તું, તાહારૂં ચેતી જોનીરે. ચેત૦
તું આવ્યો ત્યારે શું લેઈ આવ્યો, જાઇશ કહે શું લેઈ રે;
તું બીજું તારૂં શુંજ બતાવે, તારી છે નહીં દેહરે. ચેત૦
મારૂં મારૂં કરીને મૂરખ, મુઓ તું દોડી દોડીરે;
વૃથા વિટંબણ શીદ કરે છે, સંગ ન આવે કોડીરે. ચેત૦
ભાઈ તારે કીધે વસ્તું ઓછું, લેશમાત્ર નહીં થાયરે;
એ કરતાહરતા બીજો છે, તું વચ્ચે શીદ અથડાયરે. ચેત૦
લખ્યું ન મિથ્યા થાય કદાપિ, ભાગ્ય વિષે છે જેહરે;
તેની મેળે વણમાંગ્યું, આવી મળશે તેહરે. ચેત૦
તે માટે કોટી કલ્પના કહાડી, ગાની શ્રી ગોવિંદરે;
એ દાસ દયાના પ્રભુને ભજતાં, થાશે અખિલાનંદરે. ચેત૦

---

૮૪

# બાળલીલા.

### ગરબો.

સજ્જન સાંભળોરે, હરિની બાળલીલા કાંઇ ગાશું,
કોટિક કલ્પનારે, પતિતપણાથી પાવન થાશું; ૧
ઇશ્વર અખિલતણારે, જેનું કરે શેષ શિવ વંદન,
ભકતવત્સલ પ્રભુરે, માટે થયા નંદના નંદન. ૨
ગોકુળ ગામમાંરે, નિત્ય યશોમતીઘેર આનંદહેલી,
કાલાં તોતલાંરે, સુતનાં વચન સુણી થાય ઘેલી. ૩
મોહન મુરતીરે, સહેજે દીઠેથી મોહ લાગે,
તે હરિ હઠ કરીરે, મા મા કહીને માખણ માગે. ૪

પાયે લંગરીરે, છમછમ કરતો છગીલો ચાલે,
લટકે લાડકોરે, રંગત લાકડલી કર ઝાલે. ૫
કટિકંદોરડોરે, ચરણ ધરંતાં ખમખમ બોલે,
લટકે ફૂમતુંરે, શોભા નહીં કોઈ તેની તોલે. ૬
પહોચ્યાં સાંકળાંરે, કરમાં કંચનકંકણ શોભે,
બાજુ બેરખાંરે, બાજુબંધે બહુ મન લોભે. ૭

ઉરપર સાંગલુંરે, સિંહનખ શોભે સુવરણમઢીઓ;
મણી મુક્તાતણીરે, માળાઓ જઈ નાભી અડીઓ. ૮
મોહન મુખડુંરે, શરદપુનમ શશીથકી બહુ સારૂં;
નિરમળ નાસિકારે, મોતીલળકે મોહ્યું મન મારૂં. ૯
આંજી આંખડીરે, માજી ગાલ નજરિયું કીધું;
લિલવટ લાલનુંરે, શોભે કુંમકુંમ બિંદુ દીધું. ૧૦
કુંડળ કાનમાંરે, પડ્યાં પ્રતિબિંબ કપોળે ઝળકે;
ઝુમણું વેળિયુંરે, મોતીભરિયું લટકે લળકે. ૧૧
મુખપર ઝૂમતારે, હરિને ખિટળીઆળા કેશ;
છબી ઘનસ્યામ છેરે, મનમોહન પ્રભુ બાળક વેશ. ૧૨

મુખ દધિ લેપિયુંરે, નિરખે ઉર ભરી આવે વહાલ;
પરમ આનંદનોરે, સાગર નવનીતપ્રિય નંદલાલ. ૧૩
એવો લાડીલોરે, ઠગકે ચાલ ઠગકતી ચાલે;
મહીડું વલોવતાંરે, ગોવિંદ ગોળી રવૈ ઝાલે. ૧૪

બોલે તોતલુંરે ઠણુકણુતો કાનડ કાળો;
માડી ધવડાવતીરે, હઠ કરી કેતાં લાગે વહાલો. ૧૫
પાલનો ઉભર્યોરે, કોકા દૈને કંઠ લપટાવે;
શિરશુદ્ધી. કરીરે, ઉછંગે લઈને ધવરાવે, ૧૬
ગોવિંદ ઘુંટડેરે, દૂધ પીએ જસોદા મુખ જુએ;
બુચકારી દેરીરે જનુની આંખનાં આંસુ લુએ. ૧૭
ત્રપ્ત થયા પછેરે, માજી વિવિધ રમકડાં આપે;
બેસે આંગણેરે, ગોપી જન લઈ રૂદયે ચાંપે. ૧૮

લેતી ભામણાંરે, નિરખ શિશુ મારે મુખ ચૂમે;
ઘેર જવાય નહીંરે, લલચ્યું લાલ વિશે મન ઘૂમે. ૧૯

રમતાં આંગણેરે, કરદમ વળગ્યો છે અંગે;
બહેકે બરાસથીરે, ઝાઝી હેલી છે હરી સંગે. ૨૦
એવા જે બર્યારે, વછનું પૂંછ ગ્રહી ફરે પૂઠે;
પડી જવાયછેરે, ગોપી હસીપડે વળી ઉઠે. ૨૧
વ્રજની સુંદરીરે, લાલચ માખણતણી બતાવે;
અંતર પ્રેમથીરે, પ્રભુને થૈથૈ થનક નચાવે. ૨૨
બાળચરિત્રનોરે, આનંદ એવો વ્રજજન માણે;
વ્રજવાસીતણાંરે, ભાગ્યનો પાર કોઈ નવ જાણે. ૨૩
નેતિ નિગમ કહેરે અગમ અગોચર સહુથી અળગો;
તે પ્રભુ પ્રેમથીરે, આહીરડાંને આવી વળગ્યો. ૨૪
ક્રીડાઅવતાર ઘણોરે, શિરોમણી વ્રજલીલા વ્રજરાણો;
દાસ દયાતણોરે, પ્રાણજીવન ધન એ પ્રભુ જાણો. ૨૫

૮૫

# પ્રેમપરીક્ષા.

ગરબો.

ઓધવજી છે અળગીરે, વાત એક પ્રેમતણી;
કોઈ અનુભવી જાણેરે, કહેતાં તો નાવે બણી.
પ્રસુતાની પીડારે, વંઝા તે શું જાણે?
જાણ્યું કેમ આવેરે, માણ્યાને પરમાણે.
મૂગે સાકર ખાધીરે, ગુંગાને સ્વપન થયું;
સરવે મન જાણેરે, બીજાને ન જાય કહ્યું.
ઘાએલનાં દુઃખનેરે, કાયર તે શું પ્રીછે;
અજ્ઞાની લહે નહીંરે, રતિની ગતિ શી છે.
નીમ સરવે નાસેરે, જ્યારે પ્રેમ તે વ્યાપે;
નિંદ્રા જેને આવેરે, તે ઉત્તર કયમ આપે.
જેનું ચિત્ત જ્યાંહાં ચોટયુંરે, તેને તેથી સુખ થાયે.
શો સ્વાદ અગ્નિમાંરે, ચકોર ભાવે ખાયે.
રીત પ્રીતની એવીરે, તેનું સુખ તે જાણે;
અનુભવથી અજાણ્યુંરે, એના અવગુણ આણે

નેહ સુખથી ન વાધેરે, દેખી દુઃખ નવ ઘટે;
જેમ વૃક્ષને વળગીરે, વેલી તો ફરી ના ફટે.
શિખે શાંભળે ગાયેરે, જોબન ગત પ્રીતતણી;
કરવી નથી પડતીરે, એની મેળે આવે બણી.
પ્રીત બાઝે તો સહેજેરે, છૂટે ન પછે છોડી;
મચ્છને દુઃખ દેછેરે, ગળ્યા પછે અંકોડી.
સાચી પ્રીત પ્રાણ લેરે, સાધારણ થાય પરી;
દાદુર જળવિણ જીવેરે. માછલડાં તો જાય મરી.
મોટી જનની મોહિનીરે, બીજી પ્રીતથી ન મળે;
પણ જડ જુઓ લોહુંરે, ચમકને દેખી ચળે.
છીપ રહે સાગરમાંરે, ઇચ્છા સ્વાતિ બુંદતણી;
જુઓ દૃષ્ટિ ચકોરનીરે, અચળ રહેછે ઇંદુભણી.
લજ્જા સુધ સાત્રથરે, પ્રેમીજનમાં ન ટકે;
મધુકર વાંસ કોરેરે, કમળ નવ ભેદી શકે.
મૃગ સહેજે મરેછેરે, પલાયણ અભ્યાસી;
રાગ અનુરાગ પાશેરે, બાંધ્યું મ શકે નાસી.
દૃષ્ટિ પ્રીતની માટેરે, પતંગ દીપકમાં બળે;
જાય પ્રાણ પોતાનોરે, તોયે સ્નેહીને મળે.
રહે ચાતક તરસ્યુંરે, સદા બાર માસ લગી;
પીએ સ્વાતિનું વારીરે, અવર પરસે ન ડગી.
વિષના વસનીનેરે, સાકર પણ સુખ ના કરે.
પય પાણીથી ઉત્તમરે, મીન તેમાં નાખે મરે.
જેનું મન જેસું માન્યુંરે, તેને સુખ તેથી મળે;
તેવિના તેથી સારૂંરે, નાવે તેની આંખ તળે.
બે વૈરાટનાં લોચનરે, ઇંદુ ભાનુ ભેદ કશો;
કંજ કરમાય ચંદ્રેરે, ફૂલે રવિમેંહ વસ્યો.
કંઠે વળગી ના છૂટેરે, એ પ્રેમતણી ફાંસી;
કાચો મારે ફૂટેરે, સુણી જગની હાંસી.
છે અગમ પંથ સ્નેહનોરે, બોધનજી તેનથી દીઠો;
ત્યાં લગી જ્ઞાન મોઠેરે, જેમ પણ છે મીઠો.

જોગતો તેને જોઈએરે, જેનું મન જગમાં ભમે;
તે તો અચળ અમારૂંરે, ચિત રસીઆમાં રમે.
જેનું મન માનેરે, તે જોગ સુખેથી ગ્રહો;
અમો તો એહ માગુંરે, પ્રીતમજીસું પ્રીત રહો.
તમારા તો હરિ સઘળેરે, અમારા તો એક સ્થળે;
તમો રીઝો ચાંદરણેરે, અમો રીઝું ચંદ્ર મળે.
ઇંદુને અવલોકીરે, ચકોરનું ચિત્ત ચળે;
તે પ્રકાશને પેખીરે, તેને સંતોષ વળે.
એવા વચન સુણીનેરે, ઓધવજીની ભ્રાંતિ ટળી;
જોગજંજાળ છૂટીરે, ગયું મન સ્નેહમાં મળી.
અભિમાન મૂકીનેરે, ઓધવ ગોપીપાય પડયા;
કહે દયાનો પ્રીતમજીરે નિશ્ચે એક તમને જડયા.

૮૬

# લોચનનો ઝગડો.

## પદ—રાગ રામગ્રી.

લોચન મનનોરે, કે ઝગડો લોચન મનનો;
રસીઆ તે જનનોરે, કે ઝગડો લોચન મનનો. ટેક૦
પ્રીત પ્રથમ કોણે કરી, નંદકુંવરની સાથ;
મન કહે લોચન તેં કરી, લોચન કહે તારે હાથ. ઝગડો લોચન૦
નટવર નિરખ્યા નેન તેં, સુખ આવ્યું તુજ ભાગ;
પછી બંધાવ્યું મુજને, લગાન લગાડી આગ. ઝગડો લોચન૦
સુણ ચક્ષુ હું પાંગળું, તું મારૂં વાહન;
નિગમઅગમ કહ્યું સાંભળ્યું, દિઠાવિના ગયું મન. ઝગડો લોચન૦
ભલું કરાવ્યું મેં તને, સુંદરવર સંજોગ;
મને તજી તું નિત મળે, હું રહું દુઃખવિજોગ. ઝગડો લોચન૦
વનમાં વ્હાલાજીકને, હું વસુંછું નેણ;
પણ તું ને નવ મેળવે, હું નવ ભોગવું ચેન. ઝગડો લોચન૦

મેન નથી મન કયમ તને, બેરે સ્યામશરીર;
દુઃખ આરે જાણે જગત, રાત્રદિવસ વહે નીર. ઝગડો લોચન૦
મન કહે હું ધીકું હદે, ધુમ્ર પ્રગટ ત્યાં હોય;
તે તુજને લાગે નયન, તેહથકી તું રોય. ઝગડો લોચન૦
એ બેહુ આવ્યાં બુદ્ધિકને, તેણે ચુકવ્યો ન્યાય;
મન લોચનનો પ્રાણ તું, લોચન તું મનકાય. ઝગડો લોચન૦
સુખથી સુખ દુઃખ દુઃખથી, મન લોચન એ રીત;
દયાપ્રીતમ શ્રીકૃષ્ણસું, બેહુવડેથી પ્રીત. ઝગડો લોચન૦

## ૮૭

### પદ.

હરિ ભાવ વિના, કેવળ કૃતિ કરેથી કાર્ય ન થાય;
જ્યમ અગ્નિવિના, ભસ્મમાં ઘૃત હોમે એળે જાય. ટેક૦
જુઓ સર્પ સમીર ભક્ષિને રહે, જુઓ ચાત્રક તે પિપાસ સહે;
જુઓ ઉલુક અખંડ ઉજાગ્ર રેહે. હરિ ભાવ વિના૦
જુઓ મીન તીર્થજળમાં ન્હાયે, જુઓ ગુણકા નૃત્ય કરે ગાયે;
જુઓ પહાણો પોખે શું સુખ થાયે. હરિ ભાવ વિના૦
જુઓ મૃગઆદિક પશુ વનવાસી, જુઓ ગુનેગાર સહેછે ફાંસી;
જુઓ કાસદ પણ જાય કાશી. હરિ ભાવ વિના૦
જુઓ તેલીનો બળદ પરિક્રમા કરે, પન્નગ પેટે ચાલે દંડવત કરે;
જુઓ તપોધન દેવળેદેવળ ફેરી ફરે. હરિ ભાવ વિના૦
જુઓ વટ જટાનો બોજ સહે, જુઓ અંધ સદા કર દંડ ગ્રહે;
જુઓ ખરતન રાખમાં રોળ્યું રહે. હરિ ભાવ વિના૦
જુઓ નટવો અવધૂત વેશ ધરે. જુઓ બગલો દ્રઢ થઈ ધ્યાન ધરે;
જુઓ મૂક વચન મુખ નવ ઉચરે. હરિ ભાવ વિના૦
નહીં વ્યંડલ વિષયતણી આપદા, ઉભું વૃક્ષને ક્રોધ મળે ન કદા;
જુઓ અજગર નિર્લોભી છે સદા. હરિ ભાવ વિના૦
ભાવે પ્રલ્હાદને સ્થંભમાંથી મળ્યાં નામદેવને ભાવે ભૂતમાંથી નિકળ્યા;
વણ ભાવે મંડળિકને કાળ ફળ્યા. હરિ ભાવ વિના૦

હરિ તેવા થાય જેવા જાણે, નિજ ભાવ પ્રમાણે ફળ માણે;
દયો કહે જુઓ સર્વ ઠેકાણે. હરિ ભાવ વિના૦

૯૮

પદ.

સાચું તે સગપણુરે, સમજ મન સ્યામતણું;
બાકી સહુ જૂઠુંરે, કશું નથી કામતણું. ટેક૦
માત તાત ભ્રાત ને ભગની, સગાં સહોદર સોય;
કુળ કુટુંબ સખા ગોત્રને જ્ઞાતિ, એમાં તારૂં તે છે નહીં કોય;
સગું એ તો સરવેરે, સુખ ને દામ તણું. સાચું તે૦
જનુની જનક એવાં કર્યાં કેટલાં, તેં જેટલી ધરી દેહ;
લહેણાદેણીનો સંબંધ તૂટયો, ત્યારે મૂકી ગયાં તેહ;
કોઈએ ના બતાવ્યુંરે, ઠેકાણું વિશરામતણું. સાચું તે૦
જોની આ હરિવણ હેત ધરીને, કોણ આપે મનુષ અવતાર;
પશુ પક્ષી ફેડીને આપ્યો, તને ભજનતણો અધિકાર;
ભજે તેને આપેરે, પદ નિજ ધામતણું. સાચું તે૦
અણુ આસક્તિ કમડું મા રાખીશ, માવા મનથી છોડ;
નિશ્ચિંત થઈ સહુ શોક તજીને, પ્રીત પ્રભુજીસું જોડ;
દયા દિનરજનીરે, રટણ કરરે રામતણું. સાચું તે૦

---

# ધીરોભક્ત.

૯૯

પદ.

હોલો હોલી કહેછે રે, પ્રભુજી મારી વહારે ચડો;
બચ્ચાં મારાં મારે રે, તજો આવી બીક ખડો. ટેક૦
બાણ તાણીને ઉભો પારધી, ઉપર આવ્યો બાજ;
રાફડામાંથી સર્પ નીસર્યો, તેને તો સરી ગયાં કાજ;
ગરૂડનો ગામી રે, હરિ બિરદદાર ખરો. હોલો૦

વિનતિ સુણી વિઠ્ઠલ પરવરીઆ, સાપ માંહે નિરવાણ;
ભિલને ડેસતાં પારધીના, તતક્ષણ લીધા પ્રાણ;
બાણ ત્યાંથી છૂટયું રે, બાજ આવી હેઠો પડયો. હોલો૦
જુઓ હરિ કેવા સંકટમોચન, બચ્ચાં બચાવ્યાં કૃપાળ;
કાળું કરનારનું કરતો કાળું, એવો એ દીનદયાળ;
કાળનો કાળ કાળો રે, પ્રહ્લાદની વહારે ચડયો. હોલો૦
કઠણ વેળાએ કારજ કરશે, ભજન કરો ભવ જાય;
સ્વામી સેવાનું ફળ અમોલે, અંત સમે કરે સહાય;
થાય હરિ ઉભો રે, કદી કાળ સામો તડુકયો. હોલો૦

૯૦

પદ

મન મેવાસી, મગરૂરીમાં રહો છો, પણ આખર તમારે મરવું છે;
તિલતિલ તારે લક્ષ્મીવરની–આગળ, લેખું કરવું છે. ટેક૦
તેં શું પરઠયું ને શું પાળ્યું, અહીં આવી ઉંધેકંધું વાળ્યું;
જડબુદ્ધિ જીવ બાધું ગોતર બાળ્યું. મન૦
તારાં દશે દ્વાર જ્યારે બંધ થાશે, તારી વહારે તે વળતી કેણુ થાશે;
તારે આકાશ અવની એક થાશે. મન૦
બાની બકરી કસાઈ ઘેર આવી છે, તે તો પોણી પલની પરોણી છે;
એવી તારા અલ્પ આયુષની એંધાણી છે. મન૦
તારાં નીચાં કરમ નિશ્ચે નડશે, તુજ પાપી શરીરે પોજારાં પડશે;
જમકિંકરની લાતો જડશે. મન૦
કાંઈ પુણ્યતણાં પગલાં ભરજો. કાંઈ પરમારથ કારજ કરજો;
દાસ ધીરાના ધણીને હૃદે ધરજો. મન૦

---

# ગિરધર.

## ૯૧
## દશરથપ્રાણત્યાગ.

### રાગ વેરાડી.

સુમંત સંચર્યોરે, મારગે કરતો જાય રૂદન;
રથ હાંકી વળ્યોરે, પરતાપછે અતિ ઘણું મન.
અરે હું અભાગિયોરે, વનમાં મૂકીને આવ્યો રામ;
મુને જનનીએ જનમ્યો વૃથારે, કરવા આવું નિર્દય કામ.
દેખશે રથ રામ વિનારે, પામશે માતપિતા ઘણું દુઃખ.
જ્યારે મને પૂછશેરે, ત્યારે હું શું દેખાડીશ મુખ.
સુમંત એમ શોચતોરે, રોઈ રોઈ રાતાં થયાં લોચન;
અશ્વ ઝૂરે ઘણું રે, પગ પાછા પડે દુરબળ તન.
અવધપુર આવીયું રે, દીઠી નગરી પ્રેતસમાન;
લોક સહુ રૂદન કરેરે, જે જ્યાં તે ત્યાં મુકી બાન.
જ્યારે રામ વન ગયારે, પુરમાંહે પડી છે હડતાળ;
દેહ જેમ પ્રાણ વિનારે, એમ થઈ અવધપુરી તે કાળ.
પ્રધાન પરવર્યોરે, પુરમાં ઢાંકી પોતાનું મુખ;
કૈકેને આંગણેરે, રથ છોડયો થયું ઘણું દુઃખ.
મંદારમાં મંત્રી ગયોરે, જ્યાં છે દશરથ ભૂપ સુજાણ;
સહુ સાથ વીંટીવળ્યોરે, રાયના કંઠે આવ્યા છે પ્રાણ.
સુમંતે ત્યાં જઈરે, કીધો રાયજીને પરણામ;
ભૂપતિ બોલીઆરે, સુમંત કયાં મૂકી આવ્યો રામ.
લક્ષ્મણ જાનકીરે, પ્રાણવલ્લભ મારો રઘુવીર;
મારૂં સરવસ ધન ગયુંરે, હવે હું કેમ કરી રાખું ધીર.
સુમંત તેં શું કર્યુંરે, રામને શીદ મૂકી આવ્યો વન;
મંદાર મારૂં ઉજડ થયુંરે, કોણે ફોડયાં મારાં લોચન.
હું અંધની લાકડીરે, રામને ચોરી ગયું કોણ આજ;
દૈવે દુઃખ દીધું ઘણુંરે, મેં શાં કીધાં હશે કૂડાં કાજ.

મૂકી મને કયાં ગયારે, આવો મારા રામ કુંવર સુકુમાર;
મારી આજ્ઞા કોણ પાળશેરે, કોણ ચલાવશે રાજવે'વાર.
વૈદેહી કયાં ગઇ રે, સુંદર ચંપકળી સુકુમાર;
આવો મારી માવડીરે મેં તને દીધું દુ:ખ અપાર.
હવે મુખ નથી દેખતોરે, લાડકવાયા લક્ષ્મણ વીર;
આવો ડાહ્યા દીકરારે, મારૂં તન મન ધન રઘુવીર.
હે વિધિ તેં શું કર્યું રે, લૂંટી લીધું દેખાડીને સુખ;
આવું કોને થાય નહિરે, હા હા દૈવે દીધું ઘણું દુ:ખ.
બાળક બાળપણેરે, મેં પાપીએ કાઢયાં વન;
સુમંત સાચું કહેરે, કયાં મૂકી આવ્યો પ્રાણજીવન.
કયાં લગી સંગ કર્યોરે, કયાંથી તું પાછો આવ્યો ઘેર;
રામે ત્યાં શું કર્યુંરે, તે માંડી કહે મુજને પેર.
સુમંત થયો ગળગળોરે, નેત્ર સજળ થઇ બોલ્યો વાણ;
મહારાજ મેં ઘણું કહ્યું રે, પણ પાછા ન વળ્યા પુરૂષપુરાણ.
હું શૃંગવેર સુધી ગયોરે, ત્રણ દિવસ લગી રહ્યા નિરાહાર;
મુને પાછો વાળીઓરે, ગુહકે ઉતાર્યા ગંગાપાર.
દક્ષિણ દિશા ભણીરે, ગંગા ઉતરીને ગયા રામ;
તમને ઘણા કરીરે, રઘુપતિએ કહ્યાછે પ્રણામ.
સુણી એવું ભૂપતિને, રગ રગ લાગ્યો હુતાશન;
ગાઢે સ્વર થકીરે, રાયે કીધું શોકરૂદન.
કંઠ મળીગયોરે, અંગ પછાડે અવની માંહે;
રામવિજોગનોરે, અંગે અગ્નિ લાગ્યો ત્યાંહે.
આરતનાદથીરે, પોકાર્યું રાયે રામનું નામ;
દેહ મૂકી દશરથેરે, પ્રાણ ગયા કહેતાં હે રામ.

વલણ.

રામરામ રઘુવીર કરતાં, તજ્યા ભૂપે પ્રાણ રે;
હાહાકાર હવો તદા, સહુ રૂદન કરે નિર્વાણ રે.

# પ્રીતમદાસ.

૯૨

પદ

### રાગ પ્રભાતી.

પ્રથમ પ્રભુજીશું પ્રીત ન કીધી, અંતે સંત તેડાવોરે
તુળસી લાવો કોઈ તિલક બનાવો, રામભજન સંભળાવોરે. પ્રથમ૦ ૧
લાય લાગી ત્યારે કૂપ ખોદાવો, કહો કેમ અગનિ બુઝાશેરે;
ચોર ધન સહુ હરી ગયા પછી, દીપ કરે શું થાશેરે. પ્રથમ૦ ૨
બાળપણું રમતામાં ખોયું, જોબન વહાલી જુવતીરે;
વૃદ્ધપણે છોકરડાં વહાલાં, પછી મુએ તે માગે મુક્તિરે. પ્રથમ૦ ૩
કહે પ્રીતમ પ્રભુ પુરણાનંદ ભજો, એજ પદારથ સાચુંરે;
વેદ પુરાણ શાસ્ત્ર એમ બોલે, એમાં નથી કાંઇ કાચુંરે. પ્રથમ૦ ૪

૯૩

પદ

### રાગ ભૈરવ.

હરી હરી રટણ કર કઠણ કળિકાળમાં, પકડ પરબ્રહ્મ શું રાખ પ્રાણી;
પરપંચ પરહરો સત્ય હૃદિયે ધરો, આચરો અમૃત વિમલ વાણી. ૧
માયાના પૂરમાં વિશ્વ સહુ વહી ગયું, નીરખવા ના રહ્યા રંક રાજા;
બ્રહ્માના દિવસમાં કીટ ગણતી કશી, ઊપજે ને ખપે જીવ ઝાઝા. ૨
અલ્પ સુખ સારૂ શું જીવ ભૂલ્યો ભમે, શિરપર કાલ રહ્યો દંત કરડી;
પામરા પલકની ખબર તુજને નથી, મૂઢ શું જોઈને મૂછ મરડી. ૩
કાળનું આવણું કીટથી બ્રહ્મા લગે, મોટા મહંત તો પાર નાંરે પ્રીછે;
પ્રીતમ પ્રભુજીનું ભજન ભૂલેશ મા આતમાનું જોને કલ્યાણ ઇચ્છે. ૪

